# પૃથિરાજ ચહુઆણ.

## (દિલ્લીનો છેલ્લો રજપૂત રાજા.)

નામદાર સરકારે ઈનામો તથા લાયબ્રેરી
માટે સંજુર કરેલું.

રચનાર,
આત્મારામ કેશવજી દ્વિવેદી.

આવૃત્તિ ચોથી.

રાજકોટ.
વ્યાસ કાળીદાસ પીતાંબરે
ધી રાઈઝીંગ સ્ટાર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

વિ૦ સંવત ૧૯૫૩. ઇસ્વી સન ૧૮૯૬.



કિમ્મત રૂ ૧)

# अर्पणपत्रिका.

## દીવાન બહાદુર મણીભાઈ જસભાઈ.

સાહેબ—

આપ સાહેબનું રાજ્યકાજ સામર્થ્ય, વિદ્વાનો તરફ પ્રેમ, વિદ્યાદેવીને ઉદાર આશ્રય, અને દેશોન્નતી માટે દેહાર્પણ ઇ૦ ઇ૦ સદ્‌ગુણો એટલા તો વિખ્યાતી પામી ગયા છે કે જે લખવું તે બધું પુનરોક્તી છે.

આ પુસ્તકની પ્રથમ, બીજી અને ત્રીજી આવૃતિઓ આપ સાહેબનેજ અર્પણ કરી હતી, અને આ ચોથી પણ આપ સાહેબના નામનો અર્પણ પત્રરૂપી અલંકારથી શોભાયમાન બનાવવા રજા લઉંછું.

કચ્છ અંજાર,
તા. ૧ ડીસેમ્બર
સન ૧૮૯૬.

આજ્ઞાંકિત સેવક,
**આત્મારામ કેશવજી,**
દ્વિવેદી.

# ત્રીજી આવૃત્તિ વિષે.

આટલુંજ વિશેષ લખવું બસ છે કે, નામદાર સરકારે આ પુસ્તક સ્કૂલોમાં ઇનામ માટે મંજુર કીધું છે અને તેનો ઇંગ્લિશ ભાષામાં તરજુમો કરવા એક બંગાલી બાબુએ પરવાનગી માગી છે.

આ આવૃત્તિમાં થોડોક સુધારો વધારો કીધો છે અને પુંઠાં વધારે સારાં કીધાં છે છતાં કીંમતમાં કંઇ પણ વધારો કીધો નથી.

તા. ૧ એપ્રિલ ૧૮૮૭
સ્વ. ભુજનગર.
હાલ કચ્છ-અંજાર.

આત્મારામ કેશવજી-દ્વિવેદી.



# બીજી આવૃત્તિ વિષે.

મને લખતાં બેહદ ખુશી ઉત્પન્ન થાય છે કે, મારા આ ગ્રંથને ગુર્જર પ્રજા તરફથી સારો આશ્રય મળતાં અને ઘણીજ માગણી થતાં બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડી છે તેથી તેની કિમ્મત સાબીત થઇ છે, એટલુંજ નથી પણ દક્ષિણી ભાષામાં તેનો તરજુમો થયો છે અને તે તરજુમો કરનાર પણ કોણ કે, રા. બા. ગોપાળરાવ હરી દેશમુખ કે, જેઓ અમદાવાદની સ્માલકાઝકોર્ટના જડજ, પછી લેજીસ્લેટિવ કાંઉન્સીલના મેંબર અને હાલ રતલામના દિવાનના માનવંતા હોદ્દા ઉપર બિરાજે છે તેથી અને તેમની બીજી દુનિયાદારીની લાયકીથી જગપ્રસિદ્ધ છે. એઓ સાહેબે કચ્છના દિવાન રા. બા. મણીભાઇ સાહેબ મારફત એક પત્ર લખીને અને એક પત્ર મારા તરફ પરબારે લખીને તરજુમાની પરવાનગી મગાવી હતી, એ પરવાનગીને હું પરવાનગી નથી કહેતો પણ મારા જેવા ખૂણે પડેલા લખનારને માન આપ્યું હતું એમ કહું છું.

બીજી પરવાનગી દિલ્લીના આનરરી મ્યાજીસ્ટ્રેટ [1]લાલાશ્રી નિવાસદાસ મંગીદાસે હિંદુસ્થાની ભાષામાં તરજુમો કરવા મંગાવી છે અને ત્રીજી ઉરદુ ભાષામાં કરવા માટે મુનશી સૈયદ શિદકઅલી અજમેરથી ભૂજમાં મારી પાસે આવ્યા હતા જેથી એ ગ્રંથની લોકપ્રિયતા સિદ્ધ થઇ છે.

પ્રથમ આવૃત્તિ કરતાં આમાં સુધારો વધારો કીધો છે તેમાં મદદ રા. બા. ગોપાળરાઓ સાહેબની છે કારણ કે તેમણે પોતાની મરાઠી આવૃત્તિની પ્રસ્તાવનામાં લખ્યું હતું કે બંગાલ એશિયાટિક સોસાઇટી તરફથી અસલ પૃથિરાજ રાસાનાં ચોપાનીયાં થોડે થોડે નીકળે છે તે ચોપાનિયાં તેઓ સાહેબ પાસે હોય તો મારી તરફ મોકલવા મેં લખ્યું તો તેજ વખતે તેઓ સાહેબે પાંચ ચોપાનિયાં મારી તરફ મોકલી દીધાં અને કલકત્તેથી મંગાવી લેવાનો રસ્તો બતાવ્યો. ત્યાંથી મેં આજ દિવસ સુધીનાં બધાં મંગાવ્યાં તો એક ચોપાનીયું વધારે મળ્યું તે સર્વેનો પ્રસંગોપાત આ આવૃત્તિમાં ઉપયોગ કીધો છે.

---

૧ એમણે "સંયોગતા સ્વયંવર" નામની ચોપડી હિંદુસ્થાની ભાષામાં રચી છે.

પૃથિરાજ રાસાનો સુદ્ધ અસલ ગ્રંથ કટકે કટકે કલકત્તાની બેંગાલ એશિયાટિક સોસાઇટીના આશ્રય નીચે છપાય છે પણ તે કામ. હાલ જેટલું ધીમું ચાલે છે તેજ રીતનું ચાલ્યા કરશે તો પચીશ ત્રીશ વર્ષે એ ગ્રંથ પૂરો છપાઇ રહેશે એમ અનુમાન થાય છે.

હું ગૂજરાતી ટાઇપ કરતાં સંસ્કૃત ટાઇપનો હિમાયતી છું કે, બધાં પુ-સ્તકો સંસ્કૃત ટાઇપમાં છપાય તો આખા હિંદુસ્થાનના લોકો તેનો લાભ લે, અને તેટલાજ માટે મેં મારી પ્રથમ આવૃત્તિ સંસ્કૃત ટાઇપમાં છપાવી છે. પણ વ્યાપારી વર્ગના ઘણાક આગ્રહથી આ આવૃત્તિ ગૂજરાતીમાં છપાવવી પડી છે. તેમ પ્રથમ આવૃત્તિનો ધારેલો લાભ દક્ષિણીઓને મળી ચૂક્યો અને હિંદુસ્થાનની તથા ઉરદુવાળાને તરતમાં મળશે એવી ઉમેદ છે.

ટાઇપોનો ગુંચવાડો કહાડવો એ કામ મારા જેવા એક ખૂણે પડેલા લખનારનું નથી. કેળવણીખાતાંના પ્રમુખો, એ બાબત ધ્યાનપર લે અને પ્રથમ સઘળી સ્કૂલબુકોજ તે ટાઇપમાં છપાવે તે પછી છાપાવાળાઓ પોતાનાં ટાઇપ બદલે ત્યારે એ કામ બને, તે વગર એક જણના ઉત્સાહથી બનવાનું નથી.

તા૦ ૧ લી અક્ટોબર ૧૮૮૪,
**સ્વસ્થાન ભુજનગર,**
હાલ કચ્છ-નળિયા.

**આત્મારામ કેશવજી.**

# पेहेली आवृत्ति विषे,

## प्रस्तावना.

પૃથિરાજ રાસાનાં કાવ્યની લોકપ્રિયતા અને તેના રચનાર ચંદ ભાટની વિદ્વત્તાની પ્રશંસા મારા હાથથી લખવા કરતાં પ્રખ્યાત ટાડ સાહેબના બોલોમાં વાંચનારની સેવામાં રજુ કરવી વધારે વજનદાર સમજી, એ બોલો હું અહીં ટાંકું છું.

ટાડ સાહેબ પોતાનાં રાજ્યસ્થાનમાં લખે છે કે:—

"The work of Chund is a universal history of the period in "which he wrote. In the sixty-nine books, comprising one "hundred thousand stanzas, relating to the exploits of Pirthi "Raj, every noble family of Rajast'han will find some record of "their ancestors. It is accordingly treasured amongst the archives of each race having any pretension to the name of Raj-"poot. From this he can trace his martial forefathers who " 'drank of the wave of battle' in the passes of Kirman, when " 'the could of war rolled from 'Himachil' to the plains of "Hindust'han. The wars of Pirthi Raj, his alliances, his numer-"ous and powerful tributaries, their abodes and Pedigrees, "make the works of Chund invaluable as historic and geographi-"cal memoranda, besides being treasures in mythology, man-"ners, and the annals of the mind. To read this poet well is a "sure road to honour, and my own Gooru was allowed, even by "the professional bards, to excel therein. As he read I rapidly "translated about thirty thousand stanzas. Familiar with the "dialects in which it is written, I have fancied that I seized "occasionally the poet's spirit; but it were presumption to "suppose that I embodied all his brilliancy, or fully compre-"hended the depth of his allusions. But I knew for whom he "wrote. The most familiar of his images and sentiments I "heard daily from the mouths of those around me, the descen-"dants of the men whose deeds he rehearses. I was enabled "thus to seize his meaning, where one more skilled in poetic "lore might have failed, and to make my prosaic version of "some value."

**ભાવાર્થ**—"ચંદનું રચેલું પુસ્તક એ તેની વખતનાં સર્વ રાજ્યોના "ઇતિહાસરૂપ છે. એના ઓગણોતેર અધ્યાયમાં બધાં મળીને પૃથિરાજનાં "પરાક્રમ વિષેનાં એક લાખ કવિત છે, તેમાંથી રાજસ્થાનનાં દરેક મોટાં કુ-

"જાને પોતાના પૂર્વજો વિશેનો કાંઇને કાંઇપણ હેવાલ મળી આવે છે. તેટલા
"માટે રજપૂત નામનો દાવો કરનારી જેટલી જાતિઓ છે તે બધીના પુસ્ત-
"ક સંગ્રહોમાં એ પુસ્તક અવશ્યે કરીને રાખવામાં આવે છે. 'હિમાચળથી
"તે હિંદુસ્થાનનાં મેદાનો સુધી' યુદ્ધનું વાદળ ઝોકા ખાતું હતું, તે વખતે
"કિર્માણની ખાણોમાં 'યુદ્ધના તરંગોનું પાણી પીનારા' એવા જે તેમના લ-
"ડાયક પૂર્વજો તેઓ વિશેનો શોધ તેઓને આ પુસ્તકમાંથી મળી શકે છે.
"પૃથિરાજનાં યુદ્ધો, તેની દોસ્તીઓ, તેના તાબાના સંખ્યાબંધ અને બળ-
"વાન રાજાઓ, તથા તેઓનાં સ્થાનક, અને વંશચરિત્ર આ બધાનું વ-
"ર્ણન એ પુસ્તકમાં છે તેથી કરીને એ પુસ્તક ઇતિહાસ તથા ભૂગોળ સંબંધી
"નોંધ દાખલ અમૂલ્ય છે અને વળી દંતકથાઓ, રીતભાતો તથા મનુષ્ય-
"મનના ઇતિહાસના કોપ જેવું છે. આ કવિની 'કવિતા સરસ રીતે વાંચવી
"એ માન મળવવાનો ચોકસ માર્ગછે અને એ બાબતમાં મારો પોતાનો 'ગુરૂ'
"એટલો કુશળ હતો કે ભાટનો ધંધો કરનારાઓથી પણ એને પ્ર-
"વીણ ગણવાની ના કહેવાતી નહીં. તે વાંચતો ગયો તેમ તેમ મેં ઝડપથી
"આસરે ૩૦,૦૦૦ કવિતનું ભાષાંતર કરી લીધું. જે ભાષામાં એ પુસ્તક
"લખેલું છે તેમાં મને સારી માહિતી હોવાથી મેં એવું પણ માની લીધું છે
"કે કેટલેક ઠેકાણે તે કવિની છટા મારા ભાષાંતરમાં પણ આવી છે; પરંતુ
"જો એમ કહું કે એની રસિકતા સઘળી હું લાવી શક્યો છું અથવા એના
"ઇસારાઓનું ગાંભીર્ય બધું હું સમજી શક્યો છું તો તે માત્ર મિથ્યાભિમાન
"ગણાય. પરંતુ તેણે કોને વાસ્તે લખ્યું હતું તે હું જાણતો હતો. તેણે જે-
"ઓના પરાક્રમનું વર્ણન કર્યું છે, તેઓના વંશજો મારી આસપાસનાં મનુ-
"ષ્યો હતા તેઓને મોઢેથી હમેશાં તે કવિની જે ઘણી સાધારણ ધારણા-
"ઓ અને સ્ફૂર્તિઓ તે મારા સાંભળવામાં આવતી. એને લીધે જે ઠેકાણે
"કવિતાની વિદ્યામાં મારાથી વધારે કૌશલ્ય ધરાવનારાઓને પણ તે કવિના
"મનનો ભાવાર્થ સમજાતો નહિ તે સમજવા હું શક્તિમાન્ થયો અને મારૂં
"ગદ્યરૂપ ભાષાંતર કાંઇક પણ રસયુક્ત કરી શક્યો."

મારા આ પુસ્તકનો મેં બધો આધાર ચંદના કાવ્ય ઉપરથી લીધો છે, એમાં કેટલેક ઠેકાણે દેવી, દેવતા, અને પીર પેગંબરોની એવી એવી વાતો આવી છે કે વિદ્વાન વાંચનાર તેને એક વખત ગપ હાંકી છે એમ કહી દેશે. પણ કાવ્યના રચનારાઓ અને ધર્મ સંબંધી લખનારાઓએ એવી

વાતો ઐતિહાસિક બનાવો સાથે એવી રીતે જોડી દીધેલી હોય છે કે તેને છૂટી કરવી મુસ્કેલ પડે છે; માટે તે માનવી કે ન માનવી એ વાત વાંચનારની બુદ્ધિ તથા જ્ઞાન ઉપર રહે છે. રામાયણનાં અદ્ભુત કાવ્યમાં આપણે જોશું તો સૂર્યવંશી ઇક્ષ્વાકુના કુળમાં અયોધ્યાના રાજા દશરથને રામચંદ્ર, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન નામે ચાર પુત્રો હતા. તેમાં યુવરાજ રામચંદ્રજી હતા તેની ઓરમાઇ મા કૈકેયી (કાબુલના રાજાની દીકરી) એ એક પ્રસંગે દશરથ પાસેથી વરદાન માગી લીધું હતું તે મુજબ પોતાના પુત્ર ભરતને ગાદી આપવા પ્રપંચ ચલાવ્યો; જેમાં રામચંદ્રને વનવાસ જવું પડ્યું. વનવાસમાં તેમની સ્ત્રી સીતાને લંકાનો રાવણ નામે રાજા હરી ગયો જે માટે રામચંદ્રજીએ તેને સુગ્રીવની મદદથી માર્યો અને સીતાને પાછી લઇ આવી લંકાની ગાદી રાવણના ભાઇ વિભીષણને આપી, ઈત્યાદિ વાતો નિઃસંશય ઐતિહાસિક છે. પણ રાવણ અને કુંભકર્ણનાં અદ્ભુત શરીરોનાં વર્ણન, તેઓના પૂર્વજન્મની કથા અને તેઓને મારવાને પરમેશ્વરે રામચંદ્રનું ખોળીઉં ધારણ કરી અવતાર લીધો ઇત્યાદિ રામચંદ્રજીનાં પારમેશ્વરી વખાણ કીધાં છે, એ વાત વિશ્વાસની છે. મને વિશ્વાસ હશે તો હું એ વાત કબૂલ રાખીશ પણ આખું જગત કબુલ નહીં કરે. તેમજ વિ. સં. ૫૭ માં જીઝસ્ ક્રાઇસ્ટનો યહુદ દેશમાં જન્મ થયો, તેણે લોકોને ઉપદેશ કરી એક પંથ ચલાવ્યો અને અંતે શૂળી ઉપર ચઢયો. આટલી વાત ઐતિહાસિક છે. બાકી તે કુંવારીને પેટે જન્મ્યો, પોતાના શિષ્યોને કેટલાક ચમત્કાર બતાવ્યા અને હવે તેનામાં જે ઇમાન રાખશે તેને તારણ મળશે, એ વાત ક્રિશ્ચયનોના નિશ્ચયની છે. એજ રીતે પેગંબર મહમદનો જન્મ ઇ. સ. ૫૬૯ને લગભગ મક્કામાં થયો. તેણે પોતાનો મત ફેલાવવા લડાઇઓ કરી તથા અંતે મદીનામાં દેહ છોડી, એ ઇતિહાસની વાત છે. પણ મહમદનું સાતમા આસ્માનમાં જઇ ખુદા પાસેથી ફરમાન લાવવું અને મુસલમાનોને સ્વર્ગ દેવું એ મુસલમાનોના નિશ્ચયની વાત છે. એવીજ રીતે આ પુસ્તકમાં પૃથિરાજનો અજમેરમાં જન્મ તેને તેના નાના અનંગપાળે દિલ્લિની ગાદી ઉપર દત્તક લીધો, તથા તેણે ભોળા ભીમ ઇત્યાદિ સાથે મોટાં યુદ્ધો કીધાં, કનોજના રાઠોડ રાજા જયચંદે ચક્રવર્તી રાજાનું પદ ધારણ કરવા રાજસૂય યજ્ઞ માંડ્યો તેમાં પૃથિરાજ અને સમરસિંહ શિવાય આખા ભરતખંડના રાજાઓ હાજર થયા, પૃથિરાજે તે યજ્ઞનો ભંગ કીધો અને તેની કન્યાનું હરણ કીધું, તથા શાહાબુદ્દીન મહમંદ ગોરીને કેટલીક વખત હરાવી અંતે તેને હાથે પકડાઇ ગયો, આટલી વાત તો નિઃસંશય સાતસો વર્ષ ઉપર બનેલી છે. પછી ચમત્કારિક

વાતો માનવી કે ન માનવી એ વાંચનારની કલ્પનાશક્તિ અને બુદ્ધિથી સમજાશે. તોપણ એટલું તો મારે કહેવું પડે છે કે એ વાતોને કાંઇક તો ખરા બનાવ સાથે સંબંધ છે કારણ કે જે જે પીરો ઇત્યાદિકની વાતો એમાં આવી છે તેઓની મોટી મોટી દરગાઓ અજમેરમાં હાજર છે. તથા દરેક મુસલમાન તેઓ ઉપર બહુ વિશ્વાસ રાખે છે. અકબર બાદશાહ આગ્રેથી ઉઘાડે પગે ખ્વાજાપીરની યાત્રાએ અજમેર ગયો હતો.

પૃથિરાજ રાસાનું માહાત્મ્ય આપણા દેશ કરતાં મારવાડ અને ઉત્તરખંડ તરફ વધારે છે. થોડા વખત ઉપર શ્રી કચ્છ દરબારના હુકમથી મારે જેસલમેર જવાનું થયું હતું ત્યાં આ પુસ્તક લખવાનો મને શોખ થયો, માટે ત્યાંના દેશાધિપતિ ખુદાવંદ મહારાવળ શ્રીજી વેરીસાલજી બહાદુર, જેઓ ભાષાના ગ્રંથોનું ઘણું સારૂં જ્ઞાન ધરાવે છે તેઓને અરજ કરી તેઓના દરબારમાંથી થોડાએક અધ્યાયની એક પ્રત કઢાવી. થોડાએકની બીજી એક ત્યાંના રાજ્યના કવિરાજજી શિવજી દાનજી પાસેથી મેળવી, અને એક ત્રીજી બારહટ બીરબલજી પાસેથી લીધી. એ ત્રણે મળીને જો કે રાસાનું આખું પુસ્તક તો ન થયું તોપણ થોડોકજ ભાગ બાકી રહ્યો તે પણ કવિરાજજી અને બીરબલજીને મોઢેથી લખી લઇ આ પુસ્તક પૂરૂં કીધું છે. મેં જોકે ભાષાના ગ્રંથો ઉકેલવામાં મારા ગુરૂ પંડિત ગિરજાશંકરજી પાસે થોડીક માથા દુખણ કીધી છે તોપણ ચંદનું ગહન કાવ્ય સમજવામાં કવિરાજજી અને બીરબલજીની ઘણી મદદ લેવી પડી છે. જુના વિચારના લોકો પુસ્તક આપવામાં અને વિદ્યા શીખવવામાં અંદેશો રાખે છે તેવી આ બેઉ ગુણીજનોએ મારે સાથે કંઇ પણ વર્ત્તણુક ચલાવી નથી, માટે આ જગોએ એઓનો ઉપકાર માનવાનું હું ભુલતો નથી.

જે કાવ્ય ચંદના નામથી ઓળખાય છે તે બધું તેનુંજ લખેલું હોય તેમાં મને શક છે. એ કાવ્યની અસલથીજ બહુ પ્રશંસા થતી આવી છે માટે કાળાંતરે કોઇ કોઇ કવિઓએ પ્રસંગોપાત પોતાની કવિતાઓ પણ દાખલ કરી દીધી છે. છેલ્લા પ્રકરણમાં સદાશિવના ગણ વીરભદ્રના મોમાંથી નીકળેલું ભવિષ્ય લખ્યું છે તે ચંદનુંજ લખેલું હોય તો તો બેશક પુરાણાદિમાંહેની વેહેમી વાતો પણ માનવી- પણ તે ચંદનું હોવા વિષે મને શક છે, માટે અહીં લખુંછું કે તેમાં કહેલી આજ દિવસ સુધીની વાતો તો મળતી આવી છે પણ હવે પછીની મળેછે કે નહીં તે વિશે હવે પછી થનારી પ્રજા સાચખોટનું પારખું કરી શકે માટે તે છાપી છે.

આત્મારામ કેશવજી.

# પૃથિરાજ ચહુચ્યાણ.

## પ્રકરણ ૧ લું.

આ ભરતખંડ ઉપર થઈ ગયેલા રાજાઓનું શૃંખલાયુક્ત અને સંપૂર્ણ વૃત્તાંત હજી કોઇ વિદ્વાને શોધી ક્હાડયું નથી, તોપણ હાલ સુધી જે જાહેરમાં આવ્યું છે તે પ્રમાણે સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓના તાબામાં આ દેશ કેટલીક મુદ્દત સુધી રહેલો હતો. સૂર્યવંશમાં પેહેલો રાજા મનુનો દીકરો ઇક્ષ્વાકુ થયો; જેની રાજધાની અયોધ્યા હતી તેના કુળમાં મોટા મોટા નામી રાજાઓ થયા. સહુનું ભૂષણ તેની સત્તાવનમી પેઢીએ રાજા રામચંદ્ર થયા. રામચંદ્રથી છપ્પન રાજાઓ એ ગાદી ઉપર બેઠા. છેલ્લો રાજા સુમિત્ર, વિક્રમાદિત્યની અગાઉ થોડા દિવસ પહેલાં મરણ પામ્યો. જયપુર, જોધપુર અને ઉદેપુરના રાજાઓ પોતાને આ વંશમાંથી થયેલા બતાવે છે. જયપુરવાળા કચ્છવાહા પેહેલાં નરવરગઢ ઉપર હતા, ઉદેપુરવાળા ગેહેલોત વલભીપુર (હાલ ભાવનગર પાસે વળા ગામ છે) તેમાં હતા, અને જોધપુરવાળા રાઠોડ મુસલમાનોની ચડાઇ વખત કનોજ ઉપર રાજ્ય કરતા હતા. ઇક્ષ્વાકુના બનેવી બુધના વંશવાળા ચંદ્રવંશી કહેવાયા. બુધના પુત્ર પુરૂરવના દીકરા યયાતીના ત્રણ દીકરા હતા. ઉરૂ, પુરૂ, અને યદુ, પુરૂની સત્યાવીશમી પેઢીમાં હસ્તિ રાજા થયો તેણે હાલ દિલ્લી છે તેની પડોશમાં હસ્તિનાપુર વસાવ્યું. હસ્તિની ત્રેવીશમી પેઢીએ યુધિષ્ઠિરે મહાભારત જીતી, એજ પડોશમાં ઇંદ્રપ્રસ્થ વસાવી રાજધાની સ્થાપી. યદુના કુળમાં એકાવન પેઢી પછી કૃષ્ણ અને બળરામ પ્રતાપી થયા. કૃષ્ણે દ્વારકાં વસાવી. જેસલમેરના ભટ્ટી, કચ્છના જાડેજા અને ચુડાસમાઓ પોતાને કૃષ્ણના વંશમાંથી થએલા માનેછે. યુધિષ્ઠિરના ભાઇ અર્જુનથી ત્રીશ પેઢી સુધી એનાજ કુળમાં ઇંદ્રપ્રસ્થની ગાદી ચાલી આવી. છેલ્લો રાજા ક્ષેમરાજ સુસ્ત અને ગાફલ થયો તેથી તેનો પ્રધાન વિસર્વ તેને મારી ગાદી ઉપર બેઠો. વિક્રમાદિત્યના વખતમાં વિસર્વથી કરી આડત્રીશ રાજા ત્રણ ઘરાનાના બેઠા હતા. છેલ્લા રાજા રાજપાળને મારી જ્યારે કમાઉના રાજા સુખવંતે ઇંદ્રપ્રસ્થ પોતાના

2

કબજામાં કરવા ધાર્યું ત્યારે મહારાજ વિક્રમે ચઢાઇ કરી, એ રાજ્ય પોતાના કબજામાં લીધું. પછી કાળાંતરના ફેરફારથી ઇંદ્રપ્રસ્થ તુંવર રાજાઓની રાજધાની થઇ. એ તુંવરોમાં ઓગણીશમી પેઢીએ અનંગપાળ ઇંદ્રપ્રસ્થનો છેલ્લો રાજા થયો. જે વખતવિષે મારે લખવું છે તે આ વખત હતો કે જ્યારે વિક્રમ સંવતનો તેરમો સૈકો ચાલતો હતો તથા ઇંદ્રપ્રસ્થની ગાદી ઉપર અનંગપાળ હતો.

ઇંદ્રપ્રસ્થ નામ બદલી દિલ્લી પડ્યું તે વિષે કવિ ચંદ લખેછે કે અનંગપાળે ગઢ બાંધ્યો ત્યારે તેને એક બ્રાહ્મણે મુહૂર્ત જોઇ આપ્યું હતું તે મુજબ ખીલી ખોડી ત્યારે કોઇએ એ બ્રાહ્મણને પુછ્યું કે એ ખીલી ક્યાં ખૂતી, તો કહે કે "શેષનાગની ફણ ઉપર" અને તુંવરોના હાથમાં ઇંદ્રપ્રસ્થનું રાજ્ય "यावच्चंद्रदिवाकरो" રહેશે.* એટલે તેણે બ્રાહ્મણની મશ્કરી કરી કે મહારાજ, શેષનાગની ફણ ક્યાં રેઢી પડી છે કે તેના ઉપર તમે ખીલી ખોડશો. બ્રાહ્મણ કહે, ખરા ખોટાનું પારખું જોવું હોય તો ખીલી ઉખેડી જુઓ; જો તે લોહીથી ભરેલી નીકળે તો મારી વાત સાચી અને જો કોરી નીકળે તો જુઠી કરી માનજો. અનંગપાળે પારખું જોવા ખીલી ઉખેડી તો ખરેખર લોહીથી ભરેલી હતી. એટલે ફરી પાછી ઠોકી દીધી. પણ બ્રાહ્મણ કહે, મારાં વચન ઉપર વિશ્વાસ ન રાખી ખીલી ઉખેડી એ ઘણુંજ ખોટું કીધું. હવે તો તે શેષનાગની ફેણ ઉપર છે માટે દિલ્લીનું રાજ્ય હમેશ ડામાડોળ રહેશે. અનંગપાળે ખીલી ઢીલી કીધી તે ઉપરથી એ ગઢનું નામ 'ઢિલ્લી' પડ્યું. ચંદ લખેછે કે!—

## छप्पय.

अनंगपाळ गढ रचिय, मत्त जोसीसो उकल्लिय ;
हुवो तुंवर मतहीन, करी किल्ली तें ढिल्लिय ;
कहे व्यास जुगजोत, अगम आगम हुं जाणुं ;
तौंवर तें चहुवान, होय पुनि पुनि तुरकाणुं ;
तुरक अवटी मंडवघरह, एक राय मही भोगवे ;
नव सत्त अंत अंते वरह, एक छत्र मही चक्कवे. ॥ १ ॥

* ભુજનગરની અને બીજાં ઘણાંક શેહેરોની સ્થાપના વિશે એજ દંત કથા ચાલે છે.

**ભાવાર્થ**—અનંગપાળે જોશીની મત લઇ ગઢ રચ્યો પણ તુંવરે મતિહીણ થઇ ખીલી ઢીલી કીધી માટે જગજ્જ્યોતિ વ્યાસે કહ્યું કે હું અગમ આગમ સહુ જાણુંછું. દિલ્હીની ગાદી ઉપર તુંવર, તે પછી ચહુઆણ અને તે પછી તુરક થશે. તુરક સામે મંડોરવાળા થશે. પણ સોળસો વર્ષ પછી એક રાજા ચકવે રાજ્ય કરશે.

એ રીતે દિલ્હી ઉપર અનંગપાળ તુંવર હતો તેજ વખતે અજમેરમાં સોમેશ્વર, મંડોર (જોધપુરની જુની ગાદી) ઉપર નાહરરાય, ચિત્તોડ ઉપર સમરસિંહ, લુદ્રવા (જેસલમેરની જુની ગાદી) ઉપર ભોજદેવ, કનોજ ઉપર જયચંદનો પિતા વિજયપાળ, આબુ ઉપર જેત પરમાર, અને અણહિલપુર પાટણ ઉપર ભોળોભીમ ચાલુક્ય ; એ રીતે હિંદુ રાજાઓ હતા.

અનંગપાળને પેટે પુત્ર ન હતો, માત્ર બે પુત્રીઓ હતી ; તેમાંની એક કમળાદેવી અજમેરના રાજા સોમેશ્વરને આપી હતી જેને પેટે પૃથિરાજનો જન્મ થયો. બીજી કનોજના રાઠોડ જયચંદને દીધી હતી. અનંગપાળની ક્રોઇ વિજયપાળને દીધી હતી જેને પેટે જયચંદ જન્મ્યો હતો. * વૃદ્ધાવસ્થા થતાં અનંગપાળનું દિલ આ જગતમાંથી ઉઠી ગયું માટે તેણે વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી બદ્રિકાશ્રમમાં જઇ તપશ્ચર્યા કરવા ધાર્યું તથા પોતાના દોહિત્ર પૃથિરાજને દત્તક લેવા તે ઉપર નીચે મુજબ પત્ર લખ્યો.

## साटक.

स्वति श्री अजमेर द्रोण दुरगं[१] राजाविपो राजनं
पुत्री पुत्र पवित्र पंथय धनो छत्रीस वंसावनं ।
मा वृद्धाय सुवृद्ध तप्त सरणं बद्री निमत्त तनं
आ भूमीय हयं गयं च सकलं संकालिपता तर्पयं ॥

**ભાવાર્થ**—સ્વસ્તિ શ્રી અજમેર અથવા દ્રોણદુર્ગવિષે વિરાજમાન છત્રીશ રાજકુળમાં પવિત્ર દોહિત્ર તરફ:—મારી વૃદ્ધાવસ્થા થવાથી મારે બદ્રિકાશ્રમમાં તપસ્યા કરવા જવું છે માટે આ પૃથ્વી, ઘોડા, હાથી ઇત્યાદિ સર્વ

* અસલ રાસામાં છે કે બીજી દીકરી નામે સુંદરી વિજયપાળને દીધી હતી—

अनंगपाल पुत्रीजी त्रय इकदीनी विजपाल,
इकदीनी सोमेशकों बीज बवन कलिकाल.

૧ કૌરવ પાંડવની વખતમાં અજમેર દ્રોણાચાર્યના કબજામાં હતું માટે તેને દ્રોણદુર્ગ પણ કહેતા હતા.

તમારા નામનો સંકલ્પ કરી આપી દઊંછું.

અજમેરના ચોહાણોમાં વીસલદેવ બહુ પ્રખ્યાત થયો હતો. મુસલમાનોએ થોડી થોડી જમીન લઇ લીધી હતી તે તેઓ પાસેથી છીનવી લેવા વીસલદેવનાં ઉપરીપણાં તળે બધા રજપૂત રાજાઓ ભળ્યા હતા, પણ તેમાં ગુજરાતનો ભીમદેવ ભળ્યો નહીં માટે તેને શાસન કરવા વીસલદેવ તે ઉપર ચડી આવ્યો અને ફતેહ મેળવી. ભીમદેવના પ્રધાને તેને ધન આપી તથા યુદ્ધ થયું તે ઠેકાણે વીસલનગર નામે ગામ વસાવવા દેવાનું કબુલ કરી તેને પાછો વાળ્યો હતો.

પૃથિરાજનો જન્મ સં૦ ૧૨૧૫* માં થયો તે વિશેની એક દંતકથામાં કહે છે કે વીસલદેવ એક નાગકન્યા પરણી લાવ્યો હતો તેના ઉપર તેને બહુ પ્યાર હોવાથી બીજી રાણીઓએ તેને ઝેર દેવાનો પ્રયત્ન કર્યો પણ આ વાત ખુલ્લી પડી જવાથી કંઇ થયું નહીં. તોપણ નાગકન્યા પાસે એક મણિ હતું તેના પ્રતાપે શેહેરનાં મોટાં તળાવમાં ગુપ્ત મેહેલ હતો તેમાં વીસલદેવ અને નાગકન્યા જઇ રહ્યાં. મણિના પ્રતાપથી વીસલદેવ રોજ પાણીથી બહાર આવી દિવસે દરબારનું કામ કરી સાંજે ગુપ્ત મેહેલમાં પેશી જાય. બીજી રાણીઓને ખબર થઇ કે રાજા ગુપ્ત મેહેલમાં પેશી શકે છે તેનું કારણ "મણિ" છે માટે તેઓએ લાગ જોઇ તેની પાઘડીમાંથી મણિ કહાડી લઇ બાળી ભસ્મ કરી નાખ્યું. એ દહાડે વીસલદેવ પાણીમાં પેસવા ગયો ત્યારે તેને માર્ગ મળ્યો નહીં માટે તેણે પાઘડી તપાસી તો મણિ દીઠું નહીં. ઘણી તપાસ કરી પણ કંઇ વળ્યું નહીં અને તે નાગકન્યા વગર દીવાનો બની ગયો. એક રોજ તેણે એ નાગકન્યા જેવીજ સ્વરૂપા એક ઋષિકન્યા જોઇ તેને જઇ વળગ્યો માટે ઋષિકન્યાએ તેને શાપ આપ્યો જેથી તે રાક્ષસ બની જઇ મનુષ્ય ભક્ષણ કરવા લાગ્યો. આ બનાવથી અજમેર ઉજડ થઇ ગયું. ચાર પેઢી પછી વીસલદેવના વંશમાં સોમેશ્વર હતો તે[૧] બાળક હતો ત્યારે રમતે રમતે બીજાં છોકરાંઓને મારતો ત્યારે તેઓની માઓ કહેતીઓ કે "પીટ્યા રાક્ષસના તે રાક્ષસજ થાય" આ વાત સોમેશ્વરે પોતાની માને પૂછતાં તેણે તેને ખુલાસો સમજાવ્યો હતો.

એક બ્રાહ્મણને પૈસાની લોભી કુલટા સ્ત્રી મળી હતી તેથી કાઇ જઈ

* આ વિશે કેટલુંક વિવેચન આ પુસ્તકના પરિશિષ્ટમાં કરેલું છે તે જુઓ.

૧ વીસલદેવનો પુત્ર સારંગદેવ, તેનો આનો (જેણે આનાસાગર તળાવ બાંધ્યું છે તે.) તેનો જેશંગ, તેનો આનંદદેવ અને તેનો સોમેશ્વર.

તે બીજી રીતે આપઘાત કરવો પાપનું કામ ગણી રાક્ષસ પાસે ગયો. રાક્ષસે તેને પુછ્યું કે મારાથી તો લોકો નાશી જાય છે અને તું ખુશીથી કેમ આવ્યો? બ્રાહ્મણે પોતાની વીતેલી હકીકત કહી જે ઉપરથી રાક્ષસે કેટલુંક દ્રવ્ય આપી કહ્યું કે આથી તારી સ્ત્રીને સંતોષ પમાડજે અને તેના બદલામાં મારી એટલી નોકરી કરજે કે મારા વંશમાં સોમેશ્વર છે તેને જઈ કહેજે કે મારો ઉદ્ધાર તારે હાથે છે માટે મને મારી મારૂં માંસ ભક્ષ કરજે. મારા આ પ્રત્યક્ષ શરીરનું માંસ તેનાથી ભક્ષ થશે નહીં માટે હું ખોળીયું પલટી સૂવર બનીશ માટે તે સૂવરને મારી તેનું માંસ ભક્ષ કરશે તો મારો ઉદ્ધાર થશે, અને માંસ ખાનારાઓને પ્રતાપી પુત્રોની પ્રાપ્તિ થશે. બ્રાહ્મણે એ સમાચાર સોમેશ્વરને કહેવાથી તેણે તેમ કીધું અને તેને પેટે પ્રતાપી પૃથિરાજ જન્મ્યો, તેના જે સંગાથીઓએ એ માંસ ખાધું તે બધાઓને પુત્રો થયા ; જે પૃથિરાજના સો સામંત અને સૂરમાઓ થયા. તે શિકારની જીભ ચોહાણના કુળ ભાટના ખાધામાં આવી ; જેને પેટે જગદંબાનો વરદાઇ ચંદ ભાટ જન્મ્યો.

પૃથિરાજને અનંગપાળે દત્તક લીધો તે માટે કનોજના જયચંદ રાઠોડે દાવો કીધો ; કારણ કે જે સગપણ પૃથિરાજને અનંગપાળ સાથે હતું તેજ સગપણ તેને પણ તે સાથે હતું. માટે પૃથિરાજને દિલ્લી સ્વતંત્ર મળવાથી ચોહાણ અને રાઠોડ વચ્ચે કળહનું બીજ રોપાયું. એ બીજ તેઓ વચ્ચે કળહનું ન હતું પણ ભરતખંડમાંથી રજપૂત રાજ્યની આખરનું હતું. તેને દિનપરદિન પાણી મળતુંજ ગયું અને જે પરિણામ થયું તે આગળ જાણવામાં આવશે.

નાગોર પાસે ખટુપુર નામે ગામ પાસે જુના વખતનો એક ગુપ્ત ખજાનો હતો તે ઉપર એક પીતળની પુતળી હતી તેના કપાળમાં લખ્યું હતું કે "शिर कट्टे धन संग्रहे शिर सज्जे धन जाय" (માથું વાઢે તે માલ કાઢે.) પૃથિરાજે તે વિશે પોતાના મંત્રી કયમાષની સલ્લાહ માગી. કયમાષ કહે કે પૂતળીનું માથું કાપો એટલે તમને માલ મળશે. પૃથિરાજે તેમ કીધું અને તેમાંથી સીતેર લાખ સોના મોહર મળી આવી આ ખજાનો મળવાથી ચોહાણ મજબુત થઇ જશે એવી અદેખાઇથી કનોજ અને પટ્ટણના રાજાઓએ તે સામે દાવો ઉઠાવી ગિઝનીના શાહાબુદીનને પોતાની મદદે બોલાવી કાળને ઘર દેખાડવાનું જોખમ માથે ઉઠાવ્યું. પૃથિરાજે પોતાની

મદદમાં પોતાના બનેવી સમરસિંહ રાવળને[1] બોલાવ્યો. સમરસિંહનાં ભાષણ અને પેહેરવેશથી જણાય છે કે તેણે મહાદેવના અધિકારીનાં ચિન્હ ધારણ કર્યાં હતાં. તેના કંઠમાં એક સાદી રૂદ્રાક્ષની માળા તથા માથે જટા હતી અને તેને જોગીંદ્ર કહી બોલાવવામાં આવતો હતો. સમરસિંહને પાટણના રાજા સાથે સંબંધ હતો માટે તે તેને સામે ન થતાં શાહાબુદીનને સામે થયો અને પૃથિરાજે પટ્ટણના રાજા સામી ટક્કર લીધી, જેમાં તેને હરાવી પાછો સમરસિંહની મદદમાં ગયો અને શાહાબુદીનને કેદ પકડી આઠહજાર ઘોડા દંડ લઇ તેને છોડી દીધો. જે ખજાનાનો શોધ લાગ્યો તેમાંથી સમરસિંહે કંઇ પણ ભાગ લેવા ના પાડી, પણ પૃથિરાજે બક્ષીસો આપી તે લેવા પોતાના સરદારોને છૂટ આપી. અને એ દિવસથી તે બે રાજાઓ વચ્ચે દોસ્તીની ગાંઠ મજબૂત બંધાઇ.

# પ્રકરણ ૨ જું.

## મીરાંની અજમેર ઉપર ચઢાઈ.

પૃથિરાજે પોતાના સર્વે સામંતો સાથે મંત્ર કરી ઠરાવ કીધો હતો કે આપણી નવાઇમાં ચંદ્રની કળા ક્ષય, વૃદ્ધિ થાય છે તેથી રાત્રે કેટલોક વખત અંધારૂં રહે છે તે ન રહે માટે તારાગઢના[2] કિલ્લા ઉપર મશાલો સળગાવી એવડી મોટી રોશની કરવી કે તેનો ઉજાસ ઘણે લાંબે સુધી દેખાય. એ રોશની કેવી હતી:—

सात कोशको दुर्ग हे, ता पर जरत मशाल ;
सो देखी मीरां तहां, अर उर ऊठी झाल. ॥१॥[3]

એ રોશની મક્કામાં ત્યાંના મુખ્ય મીરાં સાહેબે દીઠી. તેણે તે જોવા સારૂ પોતાના એક દૂત રોશનઅલીને અજમેર મોકલ્યો. રોશનઅલી પવન ગોટકો લઇ ઉપડ્યો તે ચાર કલાકમાં અજમેર આવી પહોંચ્યો. ત્યાં તે રોશની પૃથિરાજ સળગાવે છે એમ નક્કી કરી પાછો વળવા લાગ્યો, પણ વળી જવા અગાઉ શેહેરના લોકોને કાંઇ ચમત્કાર બતાવી જાઉં એવો વિચાર કરી

---

૧ ચિત્તોડના રાજા.

૨ અજમેરના કિલ્લાને તારાગઢ પણ કહેતા હતા. હાલ તે તુટી ગએલો જોવામાં આવેછે.

૩ કવીની અતિશયોકતી છે પરંતુ ઘણો ઉંચો છે તે મેં મારી નજરે જોયો છે.

આનાસાગર તળાવ તરફના મોટા દરવાજાના મોઢામાં ધુણી ધુખાવી ગજચર્મનું આસન કરી હાથમાં તસ્વી રાખી મોઢેથી કલમાંનો ઉચ્ચાર કરતો જાણે હમણાંજ ઉંચેથી ઊતરી આવ્યો ન હોય એવા દબદબાથી બેઠો. પરોડ થતાં દરવાને દરવાજો ખોલ્યો, પણ તેની ધુણીના તાપ આગળ તેનાથી ઊભાયું નહીં તેમ શેહેરમાંથી પણ કોઇ આદમીથી દરવાજા બહાર નીકળી શકાયું નહીં. રસ્તો લોકોની ઠઠથી ભરાઇ ગયો. ઘણા જણોએ દૂર ઊભે ઊભે ફકીરને ઉઠી જવા કહ્યું પણ આતો પોતાના ધ્યાનમાં મસ્ત થઇ બેઠો છે તે કોઇનું કહ્યું સાંભળતોજ નથી.

શેહેરમાં હાહાકાર થઇ રહ્યો, લોકોએ પૃથિરાજના એક સામંતને આવતો જોયો. તેણે એક નાગપુરી ધોતીઊં પેહેરેલું તથા એક અંગ ઉપર ઓઢેલું, માથા ઉપર નાનીશી પટકી, બગલમાં તલવાર, તથા તેના હાથમાં પાણીનો લોટો હતો. તેની પાછળ એક નોકર હતો, તેના હાથમાં ચંડીપાઠનું પુસ્તક તથા પૂજાનો સામાન હતો. આ સામંતને રોજનો નિયમ હતો કે કિલ્લા બહાર જઇ ત્યાં મળશુદ્ધિ કરી આનાસાગરમાં સ્નાન કરી દુર્ગાદેવીના મંદિરમાં જઇ સંધ્યાવંદન કરી પડંગ ચંડીપાઠ કરી દેવીને એક પાડો બળિદાન આપી ગામમાં આવવું. એનું નામ ચામુંડરાય હતું, તે રાજાનો સાળો થાય. તેના બળ વિશે ચંદકવિ લખેછે કે :—

## छप्पय.

पिये दूध मण पंच, शेर पेंतीश स सक्कर ;
अंन नव ताकडी[1] खाय, वळी एक मोटो बक्कर ;
काळकूट[2] त्रय शेर, सवामण घृत्त सु पोषन ;
कस्तूरी अद शेर, शेर इक केशर चोषन ;
मण चार दहीं महीषी तरन, भोगराज मटकी भरे ;
सवा प्होर दिंन चढतहीं, सीरामणी चामुंड करे ॥१॥[3]

આ વીર પુરૂષ કાંઈ ફકીરની ધુણીના તાપથી બીજા લોકોની માફક ઉભો રહે તેમ નહોતો. તે પોતે ધુણી પાસેથી નીકળી જવા માગતે તો

૧ પાંચશેરી. ૨ અફીણ. ૩ કવીની અતિશયોકતી છે પણ બહુ બળવાન હશે ખરો.

નીકળી જતે પણ તેને તો એ ફકીરને ઉઠાડી રસ્તો ખુલ્લા કરવો હતો. માટે ફકીર પાસે જઇ કહ્યું "અરે મ્લેચ્છ, તું કોણ છે, ક્યાંથી આવ્યો છે, અને આ પનઘટ શા વાસ્તે રોકી બેઠો છે."

रोशनअल्ली :—ए सवाल तुम पुछनेवाले कोन ! तुमसे नीकला जावे तो निकल जाओ नहिं तो दुसरे रस्तेसे जाओ.

**ચામુંડરાય :**—અરે સાંઇ, તું તારી સિદ્ધિ ઉપર એટલો બધો વિશ્વાસ રાખે છે કે મને રસ્તો બદલી જવા કહેછે ? પણ હું કોણછું તે તું જાણેછે ?

रोशनअल्ली :—सो जानना मेरे जरूर नहीं, मेरी बंदगीमे खलल मत करो.

**ચામુંડરાય :**—તારી બંદગીમાં ખલલ થાય છે અને અમે રજપૂતો તારા જેવા ફકીરથી બી જઇ રસ્તો બદલીએ તેમાં અમને કલંક લાગે નહીં કે ?

रोशनअल्ली :-अए काफर, तुं मेरी सामे लंबी टुंकी बात मतकर.

"કાફર" આ શબ્દ સાંભળી ચામુંડરાયની આંખ લાલ થઇ ગઇ અને તેણે એકદમ પોતાની તલવાર ખેંચી. રોશનઅલ્લીએ એ તલવારમાં દેવીનો વાસો દીઠો માટે પોતાના કલામનું એ આગળ કાંઇ ચાલશે નહીં એમ સમજી તરત પોતાની પછેડીમાં સઘળી આગ ઉપાડી લઇ ચાલતો થયો.

પછેડીમાં એટલી બધી આગ ઉપાડી ગયો, તે જોઇ લોકો આશ્ચર્ય તો પામ્યા, પણ રસ્તો ખુલ્લો થયો જોઇ ખુશી થઇ ચામુંડરાયનાં વખાણ કરવા લાગ્યા.

બીજે દિવસ એજ ફકીર બજારમાં ધૂણી ધુખાવી બેઠો. આ વખત ચારસો ગુજરીઓ પોતાના શિર ઉપર દહીંની મટકીઓ લઇ જતી હતી, તેમાંની એકને ફકીરે પુછ્યું કે मटकीमें क्या हे ?

**ગુજરી :**—અરે સાંઇ, તું એ વાતમાં શું સમજે ?

फकीर :—क्या में आदमी नहि.

**ગુજરી :**—એ મટકીઓમાં દહીં છે તે રાજાના દરબારમાં લઇ જઇએ છીએ, તે રાજા અને સામંતો આરોગશે.

फकीर :—पीछे तुमकुं कुछ मिलेगा ?

**ગુજરી :**—હા, અમ દરેકને એક એક મોહોર મળશે.

फकीर:-अच्छा में तुमकुं दो मोहर देउं तो मिजे एक मटको द्योगे?

ગુજરી:—તું પાસે દહીંની મટકીને વાસ્તે આપવાને મોહોરો હોય તો ફકીર શા વાસ્તે થાય! પણ વારૂ મોહોરો કહાડ તો એક મટકી તને આપીએ.

फकीर:—देखीओ, बचनसें बंधेल हे हां?

એમ કહી ભઠ્ઠીમાં ચિપિઓ નાંખી બે મોહોર કહાડી આપી. ગુજરી વચનમાં બંધાઇ ગઇ હતી માટે તરત મટકી ફકીર આગળ ધરી. ફકીર તેમાં આંગળી બોળી જીભ ઉપર મુકી બોલ્યો "अरे थु!! तुमारा राजा अउ सामंतो ऐसा दहीं खाते हे? ए तो बहोत खट्टा है, मिजे पसंद नहि, लेकीन लो ये मोहरो," એમ કહી બે મહોરો આપી.

ગુજરીઓ તો ફીકી પડી આગળ ચાલી, પણ પાછળથી ફકીર કોઇ એવો યવનમંત્ર પઢયો કે ચારસો ગુજરીઓના પોશાકો નીચે પડી ગયા; અને તેઓ નીચે બેસવા ગઇઓ તેટલામાં ઉપરથી મટકીઓ પડી ગઈ, અને બજારમાં રેલમ છેલા થઇ ગઇ. શેહેરમાં ફરી હાહાકાર વાગ્યો અને રાજા તથા સામંતોને શિરામણી વખત દહીં પહોંચ્યું નહીં, માટે રામરાય ગુજ્જર અને ધીરપુંડીર નામના બે સામંતો એ વાતની તપાસ કરવા નિકળ્યા, તો તેમને માલમ પડ્યું કે ગઇ કાલે જે ફકીરને ચામુંડરાયે ઉઠાડો મૂક્યો હતો તેણેજ એ હરકત કરી હતી. સામંતો રોશનઅલ્લીને પકડી મુશ્કે બાંધી દરબારમાં દોરી ચાલ્યા. રસ્તામાં તેમને કયમાષ દાહીમો જે રાજાનો સાળો અને પ્રધાન તથા ચામુંડરાયનો મોટો ભાઇ થાય તે મળ્યો. તેણે હકીકત સાંભળી હુકમ આપ્યો કે એણે આંગળી નાંખી આપણું દહીં વટાડયું તો તે આંગળી કાપી નાંખી તેને આપણી હદ બહાર પહોંચાડી આવો. રોશનઅલ્લી બોલ્યો:—

"कांटंत मेरी अंगुली, तुटंत तेरी [1]बींटुली." करेगा खुदा ओर खुदाका रसूल तो ए बात सच्ची मानीओ. પણ કોઇએ તે બોલોની દરકાર કીધી નહીં અને આંગળી કાપી નાંખી.

લોકોની ઠઠ્ઠ દેખતાં તે આંગળી ઉડી ઠેઠ મક્કે જઇ મીરાં સાહેબના ખોળામાં પડી. રોશનઅલ્લી પણ પાછળથી પવનગોટકો લઇ મક્કા તરફ ઉડી ગયો.

૧ અજમેરનો કિલ્લો સ્ત્રીના સ્તનના આકારમાં છે માટે તેને બિંટલીગઢ પણ કહેતા હતા.

મીરાંસાહેબે આંગળી દેખતાંજ કચેરીમાં જાહેર કર્યું કે રોશનઅલ્લીથી આ બનાવ બન્યો છે. તેટલામાં તરત રોશનઅલ્લીએ જઇ પોકાર કીધી અને પોતે બોલેલું વચન કહીને કહ્યું, હવે એ સાચું પાડવું કે નહિ એમાં તમારી શોભા અને નિંદા છે.

રજપૂતો પોતાના બ્રાહ્મણ અને ભાટનું અપમાન થયું તે પોતાનું થયું સમજે છે. બીજી પ્રજાઓ પોતાના ભાટો વિષે એમજ સમજે છે. તેમ મુસલમાનો પણ ફકીરને વિષે એવીજ રીતે માને છે, માટે મીરાંસાહેબને પગથી તે માથા લગી ઝાળ ચઢી ગઇ. તેણે સર્વે ઓલીઆઓને તેડી લડાઇની તૈયાર કરવા ફરમાવ્યું, તથા રાત્રી વખતે મસાણ જગાવી ખોદાઇ મદદ માગી. તો તેમને એક ખેંગ જાતનો ઘોડો, તલવાર, અને કટાર ગેબમાંથી મળી, અને હુકમ થયો કે જાઓ તમારી ફતેહ છે, પણ યાદ રાખજો કે કૂડ કરશોમાં, હું કૂડનો બેલી નથી.

આ વખત મીરાંસાહેબની સાદીનો દિવસ નજદીકમાં હતો. તેને વાસ્તે તેનો મામો ખ્વાજા પીર મોશાળું લઈ આવ્યો હતો, તેને મીરાંસાહેબે પુછ્યું કે "મામા મોશાળું દુનિઆનું ભરશો કે દીનનું ?" ખ્વાજાએ જવાબ આપ્યો કે "બેઉ ભરવા સમર્થ છું." મીરાં કહે, "હાલતો દુનિઆનું મોશાળું રાખો. અમે દીન વાસ્તે લડવા જઇશું, ત્યાંથી ફતેહ કરી આવીએ પછી દુનિઆનું મોશાળું ભરજો. કરશે રસુલલ્લા તો ફતેહ કરીનેજ આવશું, પણ જો તેમ ન થતાં ત્યાંજ ખપી જઇએ તો પાછળથી દીનનું ભરવા આવજો."

ખ્વાજાએ તે કબુલ કીધું અને મીરાંસાહેબ એક લાખ એંસીહજાર પીરોને લઇ દરીઆકિનારે આવ્યા. બીજા પીરોએ વાહાણો તૈયાર કરવા કહ્યું, ત્યારે મીરાંસાહેબ બોલ્યા કે "નહીં, બધા જણા સહુ સહુના નિમાજના મુસલ્લા બીછાવી તે ઉપર ઘોડા સહિત ઉભી નિમાજ પડો. જે પોતાના દીનની ક્રિયામાં કુશળ હશે તે તરી પાર ઉતરશે ને લડાઇમાં પણ ફતેહ કરશે અને જે અહીં રહી જશે તેનો મારે ખપ પણ નથી."

સર્વે જણા મુસલ્લા બિછાવી ઘોડાઓ સહિત નિમાજ પડ્યા કે તરત તેઓ સર્વે ઉડી હિંદુસ્તાનના કિનારા ઉપર ઉતર્યા. કિનારે ઉતરી મીરાંસાહેબે પોતાના મંત્રીઓ સાથે સલાહ બાંધી કે આપણે લસ્કરી વેશે અજમેર જઇશું તો દુશ્મનો સાવચેત થઇ તૈયાર થઇ રહેશે, માટે હાલ સોદા-

ગરો બની અજમેર પાસે જઇ છાવણી નાખી લાગ જોઇ લડાઇ કરવી. સહુને એ વાત પસંદ પડવાથી તેઓ સોદાગરને વેશે અજમેર પાસે છાવણી કરી પડ્યા.

તેઓ સોદાગરો છે તથા તેમની પાસે અરબ્બી ઘોડા ઘણા સરસ છે માટે પૃથિરાજે તેમાંના થોડાક ખરીદ કરવા કયમાષને મોકલ્યો. કયમાષ મેલાણમાં આવી જુએ છે તો કુલ મખમલના તંબુઓ, તેમાં ચાંદી અને સોનાના સ્તંભો, વચમાં રત્નજડિત સ્તંભોવાળો મીરાં સાહેબનો તંબુ, અને ઘોડાઓનું તંબુખાનું પણ આખું મખમલનું દીઠું. ઘોડાઓને શરીરે કેસરના લેપો કરેલા, તેઓને પાણી પીવાની ડોલો ચાંદીની, તથા ઘોડે ઘોડે એક એક માણસ ચમરીથી માંખો ઉડાડે છે ઇત્યાદિ દમામ જોયો તો તેને પૃથિરાજની સાહેબી રૂપીએ એક આનો પણ માલમ પડી નહીં.

કયમાષે દરવાજે જઇ મીરાં સાહેબને જાહેર કરાવ્યું. મીરાંસાહેબે પોતાના એક મુત્સદીને મોકલ્યો. તેણે સાથે ફરી કેટલાક ઘોડા બતાવ્યા જે જોઇ કયમાષ બહુ ખુશી થયો, અને મનમાં ખ્યાલ કીધો કે આવા એક હજાર ઘોડા પૃથિરાજ પાસે હોય તો તે ભરતખંડમાં ચક્રવર્ત્તી રાજા બને. પણ તેમની કિમ્મત પૂછતાં સોદાગરે લાખ લાખ રૂપીઆ ખરીદ કીધી, ત્યારે તેની છાતીએ ભાર ઝીલ્યો નહીં; તોપણ થોડા ઘણા તો ખરીદ કરવા જ એવો વિચાર કરે છે તેટલામાં તેણે મીરાં સાહેબવાળા તંબુમાં ખેંગ ઘોડો બાંધેલો તેનો અવાજ સાંભળ્યો. ત્યારે મુત્સદીને કહ્યું, એ ઘોડો બતાવો. મુત્સદી કહે, “એ ઘોડો તો સોદાગર સાહેબને આપને ચડવાનો છે. તેમ તમારાથી એ કંઇ ખરીદ પણ થઇ શકે નહીં, માટે જોવામાં શો માલ?” કયમાષ કહે, સોદાગરલોકોને પોતાનો ઘોડો ન વેચવો એવું અભિમાન હતું નથી. અને મને પસંદ પડશે તો તમને મોં માગ્યા દામ આપીશ. મુત્સદી તેને મીરાંસાહેબવાળા તંબુમાં લઇ ગયો ત્યાં ખેંગ ઘોડાને જોયો તો તેના અંગ ઉપર કીનખાબની ઝુલ, સોનાની સાંકળોથી બાંધેલો, પગોમાં રત્નજડિત ઘરાણાં, પાણી પીવાનાં વાસણો સોનાનાં, પિશાબનાં ચાંદીનાં, લોટે ત્યારે જમીન વાગે નહિ માટે મખમલનાં ગાદલાંઓ પાથરેલાં, ઇત્યાદિ આડંબર જોઇ કયમાષ તો સ્તબ્ધ થઇ ગયો. તેણે આડંબરપર વિચાર ન કરતાં શાલિહોત્રિક નિયમ પ્રમાણે તે ઘોડાને તપાસ્યો તો ‘न भूतो न भविष्यती’

એવો માલમ પડ્યો, માટે તેને જોઇ તેનું મન લોભાઇ ગયું અને મોંમાગ્યા દામ આપવાનું વચન આપી એ ઘોડો ખરીદ કીધો. મોં માગ્યા દામમાં કયમાપ બંધાયો જાણી મીરાંસાહેબે વિચાર કીધો કે એક વખત તો રાજ્યને પૈસાથી નબળું કીધું હોય તો બધી વાતે પહોંચાય, માટે તે ઘોડાનું મૂલ છત્રીશ ક્રોડ રૂપીઆ કર્યું. આવડી અદ્દભૂત રકમ કિમ્મત કરશે એવું કયમાપના ધ્યાનમાં નહોતું માટે તે કંપી ગયો, પણ પૃથિરાજને જાહેર કરતાં તેણે દિલાસો આપ્યો કે "કાંઇ ફિકર નહીં, રાજાની તો હાર જીત કે નફો નુકશાન તેના મંત્રીઓના હાથમાં છે, ક્યાંથી નફો કહાડી આવે તેનો લાભ લેછે તો નુકશાન પણ ખમવું જોઇએ. માટે જાઓ ખજાના ખોલી રોકડ નિકળે તેટલી કહાડી ઘટારો થાય તેટલું સોનું ચાંદી આપી ઘોડો લઇ આવો." કયમાપે જેમ તેમ દ્રવ્ય પૂરૂં કરી મીરાંસાહેબને આપી ઘોડો છોડાવી લાવી અશ્વશાળામાં બંધાવ્યો. પણ અફ્શોસ, એ ઘોડો તો પૃથિરાજનું સત્યાનાશ કહાડવા ગેબમાંથી નિકળ્યો હતો, માટે તેણે અશ્વશાળામાં પહોંચતાંજ ખોંખારો કરી પગ જમીનપર પછાડ્યા કે શાળાના છત્રીશ હજાર ઘોડાનાં આંતરડાં નીકળી પડ્યાં અને તારાગઢ પાંચ કોશ જમીનમાં પેશી ગયો. રાજદરબારમાં હાહાકાર વાગી રહ્યો અને કાંઇ ઇશ્વરી કોપ શિવાય આ બનાવ બને નહીં એમ સહુને નિશ્ચય થયો. સવાર થયે સોદાગરોએ જાહેર કર્યું કે અમે તો લડાઇ કરશું, તથા રોશનઅલી દાઢી ઉપર હાથ ફેરવી તથા કાપેલી આંગળી બતાવી લોકોને કહેવા લાગ્યો કે "મારી આંગળી કાપ્યાનું ફળ આપવા આવ્યો છું." બધાના ગાત્ર શિથિળ થઇ ગયાં, પણ રજપૂતનું લોહી કાંઇ અફ્શોસ કરી બેશી રહે નહીં માટે પૃથિરાજ પોતાના ટૂંક લશ્કરથી મીરાંસાહેબ ઉપર તૂટયો, જેમાં તેનાં એક ચતુર્થાંશ માણસો તો કતલ કરી નાંખ્યાં.

મીરાંસાહેબ પોતાનાં બળ, સિદ્ધિ, અને ગેબનાં વચન ઉપર એટલો તો વિશ્વાસ રાખતા હતા કે તારાગઢ તોડવો એ તો તેને મન એક કીડીને ચપલી નાખવા જેવું હતું, પણ આજ તેની આંખ ઉઘડી અને જોયું તો એ કામ તેને ઘણું વિકટ લાગ્યું. માટે પોતાના મંત્રીઓ સાથે મળી સલાહ બાંધી પૃથિરાજ ઉપર કહેણ મોકલ્યું કે અમે એક્કાની લડાઇ કરવા ખુશી છીએ, જો અમારો એક્કો હારે તો અમે ડેરા તંબુ વગેરે સર્વ સામાન

છોડી નાસી જઇએ અને તમારો એક્કો હારે તો તમે તરત તારાગઢ અમને સ્વાધીન કરો. પૃથિરાજે એ વિષે દરીખાનું કરી પાનનું બીડું મૂક્યું, અને પોતાના સામંતોની પીઠો ઠોકી, પણ બીડું ઉઠાવવા અગાઉ તેનો એક્કો કેવો જોરાવર છે તે જાણવા સહુને આતુરતા હતી. એ લોકો તો પરદેશી હતા; એવા લોકોને તો અજમેરના વાશીઓએ આજજ જોયા હતા, તેથી કોણ કહી શકે ? અને એનું બળ જાણ્યા અગાઉ બીડું ઉઠાવવું એ કાંઇ સેહેલ કામ નહોતું; કારણ કે એક્કાનું બીડું ઉઠાવ્યાથી કોઇને કીર્તિ મળતી નથી. એ બીડું ઉઠાવીને તો ફતેહજ કરવી જોઇએ, જો ફતેહ ન થાય તો તેના એકના હારી જવાથી રાજાનું રાજ્ય જતું રહે તથા તેના નામ ઉપર પાછળથી કાળો ડાઘ પડી જાય માટે એ બીડું ઉપાડ્યા કરતાં ન ઉપાડવું તેજ સારૂં.

મીરાંસાહેબના એક્કાનું બળ જાણવા પૃથિરાજે કવિ ચંદને હુકમ કીધો કે તું જગદંબાનો વરદાઇ છો, તારા શીવાય કોઇથી વર્ણન થાય તેમ નથી માટે કવિ ચંદે જગદંબાનું ધ્યાન કરી નીચે મુજબ વર્ણન કીધું.

छंद पधरी.

सुज शेख जात उजबक्क नाम, मीरां प्रधान पुनि जुद्ध धाम;
चालीश दून[1] जिन पीठ ढाल, चालीश दून उर कंठ माल.
पचाश दून पेहेरे कवच्च[2], पच्चीश दून शिर टोप रच्च;
चकमार[3] पंच मणको उदार, हज्जार तीर जिहि भाथ मार.
कब्बान पकर उजबक्क पीर, दोए कोशपें न चूकंत तीर;
दोए कोश पेंड पुनि तीर मार, सर[4] लगत त्रान पाषान[5] फार;
षट भोग जोग महिषा[6] अहार, सुनि पराक्रम आरि[7] गर्ब गार.

૭ ૭ પાડા ખાઇ જાય તથા એવાં જબરદસ્ત કવચો અને હથીઆરો ઉપાડે તથા જેનું તીર બે કોશ ઉપર ઘા કરી પથ્થરને વીંધી જાય, એવા વીર સામું ઉઠવા કોઇની હિમ્મત ચાલી નહિ, બીડાંવાળે બધા સામંતો અને સૂરમાઓ પાસે ત્રણ ત્રણ વખત બીડું ફેરવી પાછું તખ્ત ઉપર રાખ્યું અને કચેરી બરખાસ્ત થઇ.

૧ બે મણનો એક દુન. ૨ બખતર. ૩ જંબીઓ. ૪ તીર. ૫ પથ્થર ૬ પાડા ૭ શત્રુ.

ચામુંડરાયે ઘેર આવી જગદંબાના મંદિરમાં જઇ દુર્ગાનો પાઠ માંડ્યો. તે હવન કરી જ્યારે બળિદાન આપતો ત્યારે દેવી સિંહવાહિનીના રૂપમાં તેને હમેશ દર્શન દઇ સ્વહસ્તે બળિદાન લઇ જતી, તેમ આજ પણ લેવા આવશે ત્યારે વરદાન માગીશ, એવી આશામાં પૂજન કરવા બેઠો; પણ આજ તેને બળિદાન આપ્યા છતાં દર્શન થયાં નહીં, માટે તેણે એક બીજો પાડો વધ કીધો; તો પણ દર્શન ન થયાં ત્યારે તેણે સ્તુતિ કરી.

**ચામુંડરાય:**—"હે મહામાયા ! જગજ્જનની ! ભક્તને ભીડટાણે દર્શન ન દેવાં એ તેં તારા મનમાં શો ખ્યાલ કીધો છે ? જગત્‌માં તારી ભક્તિ કરે-છે તે ભીડ વખતે કામ લાગે માટે. મને તું રોજ રોજ દર્શન દઇ સ્વહસ્તે બળિદાન લઇ જતી અને આજ હું કંઇક માગીશ એવી તને ખબર થઇ છે માટે બળિદાન લેવા પણ આવતી નથી, એ કાંઇ તારાં ઇશ્વરીપણાને છાજતું નથી. પણ હવે આ ત્રીજું બળિદાન આપી મારૂં માથું પણ અગ્નિકુંડમાં તને અર્પણ કરીશ અને આજથી જગતમાં તારી ભકિત બંધ થઇ જાણજે. એટ-લું કહી ત્રીજો પાડો વધ કરી પોતાનાં શિર તરફ તલવાર ખેંચી કે અગ્નિકું-ડમાંથી જગદંબાએ સિંહારૂઢ થઇ દર્શન દઇ તેનો હાથ પકડી લીધો. ચામુંડરાયે પગે પડી સ્તુતિ કરી કે "હે મહિષાસુરમર્દિની, મારે તારી પાસેથી શું માગવું છે તે તને ખબરજ છે માટે એ વિષે ભકતને રસ્તો બતાવ."

**જગદંબા:**—મેં દર્શન દેવામાં વિલંબ કર્યો તેનું કારણ પણ એજ છે કે હવે મને આ ભરતખંડમાં મ્લેચ્છોનું રાજ્ય સૂઝે છે માટે તમારો જય નહિં થાય.

**ચામુંડરાય:**—ત્યારે મેં જન્મ ધરી તારા પૂજનમાંજ દિવસો કહાડ્યા તેનું પહેલીજ વખતમાં એજ ફળ મળ્યું કે ?

**જગદંબા:**—ભાવી પ્રબળ છે તેમાં કોઇથી મીનમેખ થતું નથી, પણ તારે વાસ્તે એટલું તો વચન આપું છું કે તું સુખે બીડું ઉપાડ. લડાઇ વખતે હું તારા ઉપર મારી અઢારે ભુજાઓ છાઇ દઇ રક્ષણ કરીશ.

ચામુંડરાય તથાસ્તુ કહી પગે પડ્યો અને જગદંબા અંતર્હિત થઇ ગયાં. ચામુંડરાયે દરબારમાં જઇ બીડું ઉઠાવ્યું એટલે પૃથિરાજે મીરાં સાહેબને કહાવી મોકલ્યું કે મારો એક્કો તૈયાર છે. બીજે દિવસ લડાઇની તૈયારી થઇ. પૃથિરાજ તથા મીરાંસાહેબ પોતપોતાનાં લશ્કર સહિત મે-

દાનમાં સામસામે જોવા ઉભા. આ તરફથી ચામુંડરાયે અને પેલી તરફથી ઉજબક પીરે કવચો પેહેરી હથીઆર સજી ઘોડેસ્વાર થઇ મેદાનમાં ઘોડાઓને કાવે નાખ્યા. કાવે ફરતે ફરતે બેઉ નજદીક આવ્યા ત્યારે—

**ચામુંડરાયઃ**—સાબાશ ઉજબક પીર! સાબાશ! રંગ છે તને કે મીરાં સાહેબનું લૂણ હલાલ કરવા પોતાનો જીવ જોખમમાં નાંખ્યો. હવે જલદી થા, મારા ઉપર પેહેલો ઘા કર કે પછી હું પણ મારા હાથ તને બતાવું.

**ઉજબકઃ**—અને રંગ છે તને પણ કે મારા જેવા વીર પુરૂષ સામે મેદાનમાં આવવા હિંમત ચલાવી. પેહેલો ઘા તું કર કારણ કે અમે લોકો તમારા ઉપર વિના અપરાધે ચઢી આવ્યા છીએ.

**ચામુંડરાયઃ**—નહિ નહિ, તમે યુદ્ધની માગણી કરવા આવેલા છો તો અમારો ધર્મ છે કે તમને દાન આપવું. માટે પેહેલો ઘા તું કર.

**ઉજબકઃ**—પણ પેહેલો ઘા હું કરીશ તો પછી તારો ઘા કેવો છે તે જોવા મને વખત નહિ મળે કારણ કે તું તો મારા એકજ ઘાનું ભક્ષ છો.

ચામુંડરાયે એવા અભિમાનનાં વચન સાંભળ્યાં કે તરત તેના ઉપર ગદા ફેંકી. જેના પ્રહારથી ઉજબક ઘોડાસહિત છત્રીશ કદમ દૂર હઠી ગયો, પણ તરત ચડી આવી ચામુંડરાય ઉપર ગુર્ણજનો પ્રહાર કીધો. આ વખત જગદંબાએ પોતાની અઢારે ભુજાઓ ચામુંડરાય ઉપર ધરી હતી તેથી તે ગુર્ણજ જગદંબાની ભુજાઓમાં વાગી, પણ ચામુંડરાય આઠ કદમ હઠી ગયો. ફરી ચામુંડરાય તલવાર ખેંચી ધશી આવ્યો અને ઉજબક ઉપર પ્રહાર કીધો કે કુંભાર ચાક ઉપરથી પિંડો ઉતારે એ પ્રમાણે ઉજબકનું શીશ ધડ ઉપરથી ઉડી ગયું. પણ ધડ તલવાર લઇ ધસ્યું તથા ચામુંડરાય ઉપર પ્રહાર કીધો જે જગદંબાની ભુજાઓમાં વાગતાં કંકણ ચાર તસુ વેરમાં કપાઈ ગયાં તથા ચામુંડરાય દશ કદમ છેટે હઠી ગયો. પણ આખર ઉજબક પીર પડ્યો. પૃથિરાજના લશ્કરમાં જયજયકારનાં વાદિત્રો વાગ્યાં અને મીરાંસાહેબનું લશ્કર ધબ પડી ગયું. પણ તરત મીરાંસાહેબે બહાર આવી જાહેર કીધું કે "તમારે એક્કે જીવતે બે ઘા કીધા અને અમારે એક્કે એક કીધો માટે એ લડાઈ અમારે કબુલ નથી." પૃથિરાજ કહે "તમારા એક્કાને કોઇએ રોક્યો ન હતો; તેણે સો ઘા કર્યાં હોત તોપણ છૂટ હતી." પણ આ લોકોને તો ખેડું કરવું હતું માટે તે માન્ય ન કરતાં કાપાકાપી ઉપર

આવ્યા, તેમાં પણ મીરાંસાહેબને મોટું નુકશાન ખમી હઠી જવું પડયું. વળી બીજે દિવસે તેઓએ આનાસાગરમાં ગૌવધ કરી તેનું લોહી છાંટયું. આ વાતથી હિંદુઓને એટલી તો રીસ ચડી કે તેઓ એકદમ મીરાંની છાવણીમાં ધસ્યા, અને મીરાંસાહેબ સુદ્ધાં જણ બચ્ચાંને કતલ કરી નાંખ્યા, જેમાંથી સમાચાર પહોંચાડવા પણ એકે રહ્યો નહિ.*

લોહીની નદીઓ ચાલી, મુડદાંઓના ઢગલા થયા, ગીધો અને સમળાઓને ઉજાણી થઇ પડી, જોગણીઓ અને કાળિકા તૃપ્ત થયાં, પણ મહાદેવજીને રૂંઢમાળા વાસ્તે ખોપરીઓ પૂરી પડી નહિ ; કારણ કે જે એક લાખ એંશી હજાર પીરો કપાયા તેઓનાં માથાં તો ઉડી ઉડી મક્કામાં જઇ પડ્યાં, અહીં તો ફક્ત ધડ રહ્યાં હતાં. એ ધડો પણ ઉછળી જેના જેના હાથોથી પડેલાં હતાં તેઓ ભેળાં રાતના પથારીમાં વળગી રહેતાં, જે વિષે નિર્ણય કહાડવા સભા ભરી તેમાં એવું ઠર્યું કે હિંદુ શૂરો થાયછે તેનું ધડ પડે નહિ, તો તે ઉપર ગળીનું કપડું ફેંકવાથી તુર્ત પડી જાયછે, તેમ મુસલમાન શૂરાને અગ્નિદાહ દેવાથી થાયછે, માટે એ મુજબ બધાં ધડોને પૂળા સળગાવી અગ્નિ લગાવ્યો એટલે તે સર્વે જ્યાંનાં ત્યાં રહ્યાં.

પૃથિરાજે નિશ્ચિંત થઇ મનમાં ખ્યાલ કીધો કે ઇશ્વરે તેઓને મારી જમીનના ભોગ વાસ્તેજ મોકલ્યા હતા. એટલા બધા યોદ્ધાઓના લોહીથી મારી જમીન ધરાઇ છે તો આવતી સાલ મનમાનતો પાક ઉતરશે. પણ એ સમજવામાં એની ભૂલ હતી ; કારણ કે એ લોહી કાંઇ સાધારણ યોદ્ધાઓનું નહતું, એ લોકો તો કરામતવાળા પીરો હતા. ગેબમાંથી એઓને ખેંગ ઘોડો, કટાર, અને તલવાર મળી ત્યારે સાથે એટલું પણ કહેવામાં આવ્યું હતું કે "કૂડ કરશો માં." પણ તેઓએ તો ભરતખંડના કિનારા ઉપર પગલું મૂકીનેજ એ રમત કીધી કે લડવઇઆઓનો વેશ બદલી સોદાગરો બન્યા, પૃથિરાજનું દ્રવ્ય પણ એજ વેશમાં હરણ કીધું, વળી ખેંગ ઘોડો ખોયો, અને એક્કાની લડાઇમાં ઉજબક પીર માર્યો ગયો ત્યારે ખેટું કીધું એ બધાનું ફળ એઓને તો મળ્યું, પણ તેથી કાંઇ પૃથિરાજ શાંત થઇ બેસે એમ નહોતું.

વાંચનારને યાદ હશે કે ખ્વાજા પીરે મીરાંસાહેબને દીનનું તથા દુ-

* મીરાં પીરની એક જગ્યા ગુજરાતમાં ઉનાવા ગામમાં છે.

નિયાનું બેઉ મામેરાં પૂરવા વચન આપ્યું હતું ; તે મુજબ હવે તેને દીનનું ભરવા વખત આવ્યો, માટે તે મક્કેથી ઉડી અજમેર આવી આનાસાગર તળાવ ઉપર દરવેશના વેશમાં ગજચર્મનું આસન કરી હાથમાં તસવી લઇ બે પગ સામસામા રાખી વચમાં અગ્નિ બાળી તે ઉપર કાષ્ટની હાંડલી ચડાવી તેમાં ચોખા રાંધવા બેઠો. આ કરામત પનિહારીઓએ દીઠી, જેઓના મ્હોથી વાત ચાલતે ચાલતે પૃથિરાજના એક સામંતને કાને ગઇ તેણે આવી કહ્યું કે "અરે સાંઇ, આંહીથી ઉઠી જા. તારા જેવી કરામતવાળો એક શખ્સ આવ્યો હતો જેની આંગળી કાપવામાં આવી હતી. તેની સખાવતમાં એક લાખ એંસી હજાર તારા જેવા દાઢીવાળા આવ્યા હતા જે બધા ખપી ગયા તો વળી તારૂં ક્યાં આવી ખુટયું કે આંહી ફસાયો." ખ્વાજાએ તો કાંઇ જવાબ આપ્યો નહીં, એટલે રામરાય ગુજર જે તે સામંતનું નામ હતું, તેણે હાંડીમાં ખોબો ભરી ધૂળ નાંખી. ધૂળ નાંખતાંજ ખ્વાજાના પગ વચ્ચેની ઝાળ વધી તેણે સામંતના ઘોડાને ઘેરી લીધો, ઘોડો તથા સ્વાર બળતા બળતા નાઠા પણ ઝાળ તો તેની પાસેની પાસે. તેથી તે ગભરાઇ રસ્તામાં દુર્ગામાતાનું મંદિર આવ્યું તેમાં પેશી ગયો. દેવીના પ્રતાપથી ઝાળ મંદિરમાં તો પેશી ન શકી, પણ તેની આસપાસ વીંટાઇ ગઇ. તે ખ્વાજાના પગથી તે આખો રસ્તો અને મંદિરની આસપાસ ઝળ ઝળ બળવા લાગી, ને રામરાય તો કેદ થઇ ગયો. રાજદરબારમાં ખબર થતાં ફકીરને ઉઠાડવાનો ઠેરાવ થયો, પણ રોશનઅલ્લીને સજા આપતાં જે જોખમ ખમવું પડયું હતું તેનો ઘા હજી તાજો હતો માટે તે ઓલીઆ છે તો તે સામે કોઇ દેવને મૂકી તેને ઉઠાડવો એવો ઠરાવ થયો. અને ક્ષેત્રપાળનું આવાહન કીધું તો ગોરો અને કાળો બેઉ ક્ષેત્રપાળ હાજર થયા, તેમાંથી ગોરાને ખ્વાજા પાસે મોકલ્યો પણ ખ્વાજાની સિદ્ધાઇ આગળ તેનું કાંઇ ન ચાલતાં ઉલટો તેના પગ ચાંપવા બેસી ગયો. આ ખબર દરબારમાં થતાં કાળાને મોકલ્યો તે પણ ગોરાની પેઠેજ પગ દાબવા બેઠો, ત્યારે બધું રાજમંડળ ગભરાયું. કયમાષે સલાહ આપી કે તે સિદ્ધિવાળો છે તો એની સિદ્ધિમાં ચૂક થવા વગર આપણથી એને પહોંચાશે નહીં. પુરાણોમાં આપણે ઘણે ઠેકાણે વાંચ્યું છે કે સ્ત્રિઓનાં છળથી મોટા તપસ્વીઓનું તપ ભંગ થઇ ગયું છે, માટે રાજાની ધાવની દીકરી ગુજ્જરી જે અતિ સ્વરૂપા અને ચતુર છે તેને મોકલી એનું તપ ભંગ કરવું. પૃથિરાજ કહે ગુજ્જરી મારી

ધાવની દીકરી તોપણ એક જાતની બેહેન થાય છે. તેને હાથે એવું કામ કરાવવામાં લાંછન લાગે, માટે હું કદી થવા દઇશ નહીં. પણ રામગુરૂ પ્રોહિત અને ચંદ ભાટ ઇત્યાદિએ નિર્ણય કહાડી આપ્યો કે રજપૂતને પૃથ્વીનાં રક્ષણ વાસ્તે કોઇ જાતનું કામ કરવામાં બાધ નથી માટે ગુજ્જરીને સોળ સાહેલીઓ સહિત ખ્વાજાને છળવા મોકલી. તેણે ખ્વાજા સામે ઘણાક હાવ ભાવ અને કટાક્ષ કીધાં પણ સઘળું વ્યર્થ. ઉલટું ખ્વાજાએ તેને કહ્યું "આવ બેટા, આ ફાની દુનિઆમાંથી તરી પાર ઉતરવાની આશા રાખતી હો તો મારી મુરીદ બન." ગુજ્જરી એટલું સાંભળી પગે પડી ચેલી બની જઇ પગ દાબવા મંડી ગઈ. સાહેલીઓ તેને કહેવા લાગી, "અરે, તને શું કામે મુકી છે અને આ શું કરે છે?" તેઓને તેણે જવાબ આપ્યો કે "જાઓ રાંડો, ખ્વાજા તો મારો પીર અને હું એની મુરીદ છું." આ છેલ્લી તદબીર ટેવી હતી તેમાં પણ નિષ્ફળ થવાથી રાજમંડળમાં ગભરાટનો પાર રહ્યો નહીં, અને એ ફકીરની શી મતલબ છે તે જાણવા સૌ આતુર થયાં, તે ખબર પૂછવા વાસ્તે ચંદને યોગ્ય માણસ જાણી રાજાએ હુકમ કીધો અને સખ્ત ભલામણ કીધી કે તું પણ ગુજ્જરીની માફક ચેલો બની જઇ ખબર કહેવા પણ ન આવ એમ ન કરતો. ચંદ તે વિષે નિશ્ચિંત રહેવા વચન આપી ખ્વાજા પાસે ગયો. એક તો જાતે ભાટ અને તેમાં પણ ચંદ એટલે કોઇ માણસને રીઝાવી કામ કહાડી આવવું એ કાંઇ એને વાસ્તે મુશ્કેલ નહોતું. તે જાતેકને બોલ્યોઃ—

ख्वाजा तूं दूजी खुदाई, जुग जीयो ख्वाजा सांइ.

ઇ૦ બિર્દ વખાણથી તેણે ખ્વાજાને રીઝાવ્યો. ખુશામદ ખુદાને પણ પ્યારી છે તો ખ્વાજા કોણ માત્ર. ચંદના બિર્દ વખાણ સાંભળી ખ્વાજા પાણી પાણી થઇ ગયો. તેણે ચંદને સન્માન્ દઇ બેસવા કહ્યું અને પૂછ્યું, બેટા ચંદ ખુ શીછો?

**ચંદ :**—સાંઇ નાથ ખુશી તો છું પણ આપે આટલી બધી કરામત કેલાવી રાજા તથા રૈયતને ગભરાટમાં નાંખ્યાં છે તેમાં આપની શી મતલબ છે તે જાણવા મારી ઇચ્છા છે.

**ખ્વાજા :**—બેટા તને ખબર છે કે આ જમીન પીરોના લોહીથી ધરાઇ છે તો હવે એ ઉપર પીરોનો દાવો છે. પૃથિરાજે હવે આ શેહેર છોડી

દેવું જોઇએ છીએ.

**ચંદ :**—ગરીબ નિવાજ! ત્યારે એ રાજાને પેટે અવતાર લઇ હવે શું દુકાન માંડી, મજુરી કરી, કે ભીખ માગી પેટ ભરશે?

**ખ્વાજા :**—મારાં વચન ઉપર ચાલી અજમેર છોડી દેશે તો મેં તેને વાસ્તે દિલ્લી ટેવી છે, માટે તેણે તથા તેના નોકરોએ અંગ ઉપર હમેશ પેહેરવાનાં કપડાં તથા ઘરેણાં હોય તે સહિત નીકળી જવું. ઉપરાંત એક દમડીભરની પણ આશા રાખવી નહીં.

**ચંદ :**—બંદે નિવાજ! એવડો મોટો રાજા આટલાં મોટાં લશ્કર સહિત અંગ ઉપરનાં કપડાંથી બહાર નિકળી ખરચી વગર દિલ્લી સુધી કેમ પહોંચી શકશે? વળી દિલ્લી તો એના નાનાનું ગામ છે તેના ઉપર વિના કારણે એનાથી ચડાઇ કેમ થશે?

**ખ્વાજા :**—એ સવાલોના જવાબ મેં આગળથીજ નક્કી કરી રાખ્યા છે. ખર્ચી વિષે એમ છે કે અજમેરથી બાર કોશ ચાલશે એટલે એક જગ્યાએ એક શાહુકાર બાર કરોડનું દ્રવ્ય એકઠું કરી ધર્મ માર્ગે એક દમડી પણ ખરચ્યા વગર મરણ પામ્યો છે, તે પ્રેત થઇ પોતાના દ્રવ્ય ઉપર બેઠો છે, તે સાથે લડી ખુંચી લેજો. દિલ્લી ઉપર ચડાઇ કરવા જરૂર નથી. અનંગપાળ તુંવર જે પૃથિરાજનો નાનો થાય તેને પેટે વારસ નથી એ તું જાણે છે. હાલ એનું દિલ દુનિઆમાંથી ઉઠી ગયું છે તો પૃથિરાજને દત્તપુત્ર કરી દિલ્લી સોંપી પોતે વનવાસ ચાલી નીકળશે.

**ચંદ :**—બંદે નિવાજ! આપનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે, પણ મારે એ વાત રાજાને જઈ કહેતાં તેને વિશ્વાસ શી રીતે આવશે?

**ખ્વાજા :**—આજથી ત્રણ રોજ પછી અનંગપાળનો સદરહુ બાબતનો કાગળ આવે તો એ સઘળું સત્ય છે; નહીં તો તમે તમારૂં ધાર્યું કરજો.

ચંદે આમીન કહી પગે પડી વળી નીકળી દરબારમાં આવી સમાચાર કહ્યા. અને પૃથિરાજને કહ્યું કે તું ખ્વાજાને જઇને પગે પડ.

પૃથિરાજ તે મુજબ આવી પગે પડ્યો, ત્યારે ખ્વાજાએ કહ્યું "આવો ઢિલેશ.* ચંદે ખ્વાજાની રૂબરૂમાં તેની કહેલી વાત પૃથિરાજને સંભળાવી,

*ઢિલી=દિલ્લી અને ઇશ=પતિ એટલે દિલ્લીપતિ.

તથા બીજી આડી તેડી વાતો કરી પૃથિરાજ પગે પડી વળી આવ્યો. ઘેર આવ્યો કે તેને દિલ્હીથી પત્ર આવ્યો માટે તે તરફ સ્વારી કરી અજમેર પીરેને સોંપી દીધું. રસ્તામાં તેણે પ્રેતને મારી તેનું ગયાશ્રાદ્ધ કરી ઉદ્ધાર કરવા વચન આપી દ્રવ્ય ખૂંચી લીધું અને ત્યાંથી દિલ્હી ગયો.

# પ્રકરણ ૩ જું.

## શાહાબુદ્દીન ગોરીનો હિંદુસ્તાનમાં પગ.

આ વખત અફગાનિસ્થાનના ગજની શેહેરમાં શાહાબુદ્દીન ગોરી નામે બાદશાહ હતો. તેના દરબારમાં તેની એક પાસવાન ચિત્રરેખા નામે હતી જે અતીજ સ્વરૂપવાન અને ગાનકળા, નૃત્યકળા ઇ૦ માં કુશળ હતી, જેને લીધે શાહાબુદ્દીનની તેના ઉપર અત્યંત પ્રીતિ હતી; પણ રાંડ માખીની જાત કહી છે તે ખોટું નથી. શાહાબુદ્દીનનાં એટલાં લાડથી ચિત્રરેખા સંતોષ ન પામતાં તેના પિત્રાઈ ભાઈ હુસેનખાન સાથે પ્યારમાં પડી; તેની ખબર શાહાબુદ્દીનને થતાં તેણે હુસેનખાનને બોલાવી બહુ ઠપકો આપ્યો. પણ કામાંધ થએલા હુસેનખાનને તેની કંઇ અસર ન થતાં તે ચિત્રરેખાને લઇને ગજનીમાંથી નાઠો અને પૃથિરાજના આશ્રય નીચે હિંદુસ્થાનમાં આવી રહ્યો. તેની શાહાબુદ્દીનને ખબર થતાં તેણે પૃથિરાજને કહાવી મોકલ્યું કે હુસેનખાન અને ચિત્રરેખાને મારા તરફ મોકલી આપો. પણ હિંદુ રાજા શરણાંગતને કેમ સોંપે? પૃથિરાજે સાફ ના પાડી એટલે શાહાબુદ્દીને ચડાઇ કરી.

આટલી વાત બની તે અગાઉ દેવગિરિના* રાજાની કન્યા શશિવૃત્તા કનોજના રાજા જયચંદને વાગ્દાનમાં અપાઇ હતી તેને પૃથિરાજ હરી આવ્યો, જેને માટે જયચંદે દેવગિરિ ઉપર ચડાઇ કીધી; તેમાં પૃથિરાજે પોતાના તરફથી ચામુંડરાયને મદદમાં મોકલ્યો હતો, જેનું પરિણામ દેવગિરિની તરફમાં લાવી ચામુંડરાય યશ લઇ આવ્યો હતો તેની ખુશાલીમાં હાથીઓની શિકારવા વાસ્તે સર્વે સામંતો સાથે પૃથિરાજ રેવાતટ (રેવા-નર્મદા, તટ-કિનારો) ઉપર ગયો હતો. ત્યાંહાં લાહોરના ગવર્નર ચંદ પુંડિરે

*હાલ જેને દોલતાબાદ કહેછે તે ઘણોજ મજબુત કિલ્લોછે જે અંદરના લડવૈયાઓની રિયાસત બંધ કરવા સિવાય બીજે કોઇ રસ્તે જીતાયજ નહીં એવો છે.

સંદેશો મોકલ્યો કે શાહાબુદ્દીન ગોરી દિલ્લી ઉપર ચડી આવે છે. તે સાંભળી પૃથિરાજ તેજ વખત પંજાબ સુધી સામો ગયો. સુલતાન શાહાબુદ્દીને જયચંદને કહાવી મોકલ્યું કે દિલ્લી ખાલી છે માટે ત્યાંહાં ચડાઈ કરવી. અહીં પૃથિરાજ લડાઇની ગોઠવણ કરી રાત્રના નવ વાગે સૂવા ગયો, તેટલામાં અર્ધરાત્રી વખતે ચંદ પુંડિરનો બીજો દૂત આવ્યો, તેણે ખબર કહી કે ચિનાબ નદીના પેલા કિનારાથી સાત કોશ ઉપર સુલતાન આવી ચુક્યો છે અને ચંદ પુંડિરે તેને બહાદુરીથી રોક્યો છે; પરંતુ મદદની બહુજ જરૂર છે. પૃથિરાજ એકદમ ચડી ગયો, પણ તેટલામાં સુલતાન તો લાહોરથી પાંચ કોશ સુધી આવી લાગ્યો; ત્યાં બેઉનો મુકાબલો થયો અને વ્યૂહો ગોઠવાયા. પૃથિરાજ તરફથી ચિત્તોડના બહાદુર રાજા સમરસિંહની આગેવાની તળે જેત પવાર, ચામુંડરાય, હુસેનખાન અને બીજા સરદારો ધસી ગયા. ચંદ્રવ્યૂહો ગોઠવ્યો તેમાં એક બાજુએ ચંદ પુંડિર, બીજી બાજુએ હુસેનખાન અને વચ્ચે રઘુવંશી રામે રહી યુદ્ધ શરૂ કીધું. તેમાં સવારથી છેક રાત્ર પડી ગઇ ત્યાંહાં સુધી કાપાકાપી ચાલી પણ કોઇની ફતેહ ન થતાં બેઉ સમધારણ રહ્યા; અને સવાર થયે વળી યુદ્ધ શરૂ થયું. જેમાં પૃથિરાજ તરફના ૧૩ અને શાહાબુદ્દીન તરફના ૬૪ સરદારો રણમાં પડ્યા, પણ કોઇનો જય થયો નહીં. માટે ત્રીજે દિવસ શાહાબુદ્દીન પોતે પૃથિરાજ ઉપર ધસ્યો. જેમાં પૃથિરાજના બીજા બે સરદારો પડ્યા, અને સામી બાજુએ મારૂફખાન અને બીજા ઘણાક ખાનો પડ્યા, અને ચામુંડરાયે શાહાબુદ્દીનને પકડી લીધો; જેથી તે તરફની હાર થતાં લડાઇ બંધ થઇ અને પૃથિરાજ શાહાબુદ્દીનને કેદ કરી દિલ્લી તરફ લઇ ગયો.

પૃથિરાજના કુલ ૧૫ સરદારો પડ્યા તેમાં હુસેનખાન પણ પડ્યો માટે તેના મુડદા સાથે ચિત્રરેખા જીવતી દટાઇ મુઈ પણ દુશ્મનના હાથમાં ગઇ નહીં.

આહિં દિલ્લીમાં શાહાબુદ્દીન ગોરી એક માસ અને ત્રણ દિવસ સુધી કેદ રહ્યો અને વિટી થઇ તેમાં નવ હજાર અમૂલ્ય અને સાતસો એરાકી જાતના ઘોડા, આઠ હાથી, વીશ ઊંચી ઢાલો, અને હીરા, ઝવેર, તથા મોતીઓનો દંડ લઇ તેને છુટો કરી ગજની પહોંચતો કીધો.

શાહાબુદ્દીનની બીજી ચડાઇ અનંગપાળની મદદમાં હતી. આપણે આગળ જોઇ ગયા કે અનંગપાળ બદ્રિકાશ્રમમાં તપ કરવા ગયો હતો અને

દિલ્હી પૃથિરાજને આપી હતી; પણ રાજા હમેશાં મતલબી અને કાનના કાચા હોય છે માટે પોતાની મતલબ પાર પડતાં પૃથિરાજે અનંગપાળના આશ્રિતોને વિસારી મૂક્યા અને તેના માણસો તેમનું અપમાન કરતા હતા તેને કંઇ કહેતો નહીં. તેથી બહુ બૂમ થઇ તે એટલી હદ સુધી કે બદ્રિકાશ્રમ સુધી લોકો પહોંચ્યા અને તેમના જૂના ધણી પાસે પોકાર કીધી કે જીવતે ધણીએ રંડાપો ભોગવીએ છીએ, ૪૦ વાતો સાંભળી અનંગપાળને પૃથિરાજ સામે એટલો તો ક્રોધ ચઢ્યો કે તેણે પોતાના મંત્રી સુમંત સાથે પૃથિરાજને કહાવી મોકલ્યું કે યાતો તેણે રાજ્ય છોડી દેવું અને નહીં તો મને આવી બદ્રિકાશ્રમમાં મળવું. તેના જવાબમાં પૃથિરાજે કહ્યું કે અનંગપાળની તો "સાઠી બુદ્ધિ નાઠી" છે તેથી તે રાજ્ય ચલાવવાને યોગ્ય નથી, માટે એમાંનું એકે વચન પાળી શકાય તેવું નથી. સુમંત પ્રધાને અનંગપાળને જઇને તે સમાચાર કહ્યા, અને હવે રાજ્યની તૃષ્ણા છોડી દેવા સલાહ આપી, પણ અનંગપાળને ગળે તે ઉતરી નહિ માટે તેણે દિલ્હી ઉપર ચડાઇ કરી. અહિં પૃથિરાજે કયમાપ પ્રધાનની સલાહ પૂછી તો તેણે કિલ્લામાં રહી હલ્લો અટકાવવાની સલાહ આપી. અનંગપાળે ચાર દિવસ સૂધી ઘેરો ઘાલ્યો પણ કંઇ વળ્યું નાહિં; એટલે અર્ધું લશ્કર સાથે લઇ અર્ધું અજમેર ઉપર મોકલી પોતે બદ્રીમાં ગયો. ત્યાંથી માધવ નામના સરદારને ગજની તરફ મોકલી સુલતાન શાહાબુદ્દીનની મદદ માગી. શાહાબુદ્દીન તો તૈયારજ હતો તે તરત માધવ સાથે આવ્યો. અહિં પૃથિરાજે અનંગપાળને કેટલુંક દ્રવ્ય આપવા કબુલ કીધું કે ગાદીનો દાવો અને શાહની દોસ્તી છોડી દીઓ. પણ અનંગપાળે ગુસ્સાથી તેનો અનાદર કરી દૂતને વાળી મૂક્યો, અને શાહને જલદીથી ચડાઇ કરવા પેગામ મોકલ્યો અને જે ઉપરથી શાહ કેટલાક ખાનો, દોઢ લાખ પાયદળ અને બે હજાર હાથીથી ચઢ્યો, અને વીશ હજાર લશ્કરથી તતારખાનને બદ્રી તરફ મોકલી અનંગપાળને કહાવ્યું કે તમારા લશ્કર સહિત સોનપુર મુકામે ભેળા થાઓ. તે પ્રમાણે અનંગપાળ બે હજાર સિપાઇઓ અને ત્રણસો વેરાગી* સહિત સોનપુર મુકામે ભેળો થયો. ત્યાં સલાહ કરી સુલતાને પૃથિરાજને

કહાવી મોકલ્યું કે અનંગપાળને રાજ્ય પાછું સોંપો. પણ પૃથિરાજ તેનો અનાદર કરી દિલ્લીથી ચાર કોસ સુધી સામો આવી લડવા તૈયાર થઇ ઉભો. સુલતાને પણ પોતાના સરદારોને તૈયાર રહેવા ચેતવણી આપી અને બન્નેએ સામસામા વ્યૂહો ગોઠવ્યા. પૃથિરાજે પોતાના લશ્કરમાં હુકમ ફેરવ્યો કે કોઇએ અનંગપાળ સામે તીર ફેંકવું નહિં પણ તેને જીવતો પકડવો. તે પ્રમાણે કયમાપ અનંગપાળ સામે ધસ્યો. તેને તતારખાને અટકાવ્યો પણ કંઇ ન વળતાં કયમાષે અનંગપાળના હાથીને કતલ કરી તેને જીવતો પકડી લીધો અને બીજા ધીસારામાં ચામુંડરાયે સુલતાનને પણ જીવતો પકડ્યો. આ લડાઇમાં સુલતાન તરફનાં સાત હજાર અને પૃથિરાજનાં પાંચસો માણસો પડ્યાં, અને પૃથિરાજ રણસંગ્રામ જોવા નીકળ્યો, તેમાં મુસલમાનોને દાટવાનો અને હિંદુઓને બાળવાનો હુકમ આપી શેહેરમાં વળી આવી મોટી કચેરી કીધી અને ત્યાંહાં અનંગપાળને બોલાવ્યો. અનંગપાળ આવતાં પૃથિરાજ તેને પગે પડ્યો અને ઊંચે આસને બેસારી પૂછ્યું કે આ અયોગ્ય કૃત્ય કરવા તમને કેમ મતિ આવી અને મ્લેચ્છ સાથેની મિત્રાઇમાં શું ફળ કાઢ્યું? ઇ૦ બધા સામંતોએ ઘણાક પ્રશ્નો કીધા પણ અનંગપાળ નીચું માથું ધરી રહી એક શબ્દ પણ બોલ્યો નહિં.

સુલતાનને વાસ્તે પણ ઠેરાવ થયો કે. વીશ હાથી, સો ઊંચા ઘોડા અને બે લાખ દ્રવ્ય આપી છોડવો. સુલતાને તે કબુલ કીધું અને પૃથિરાજે તે દંડમાંથી અર્ધ ચામુંડરાયને આપી બાકીનું અર્ધ બીજા સામંતોને વહેંચી આપ્યું અને સુલતાનને ગજની પહોંચાડ્યો.

હવે અનંગપાળ અને તેના અંગના માણસો સાથે પૃથિરાજે એક વર્ષ સૂધી ખૂબ સલાહશાંતિ અને હાશ્યવિનોદમાં દિવસ કહાડ્યા અને અનંગપાળનું બહુજ સન્માન કીધું. પણ એક વર્ષ અને એક મહિનો ઉપર થયા કેડે "હવે શું કરવું" એ વિષે પોતાના પ્રધાનની સલાહ પૂછી તો તેણે પાછું બદ્રિકાશ્રમમાં જઇ તપ કરવા સલાહ આપી. અનંગપાળની સ્ત્રી પણ તે સલાહને મળતી થઇ અને વ્યાસજીને પૂછ્યું, તો તેમણે પણ તેજ કહ્યું માટે અનંગપાળે પૃથિરાજ પાસે પાછું બદ્રી તરફ જવા રજા માગી, પણ પૃથિરાજ કહે ત્યાં ન જતાં દિલ્લીમાંજ રહિને તમારે જે ધર્મ ધ્યાન કરવું હોય તે કરો. પણ અનંગપાળનો અતીજ આગ્રહ જોઇ રજા આપી; અને દશ લાખ દ્રવ્ય, સો નોકર અને અગ્યાર બ્રાહ્મણ પોતા

તરફથી સાથે આપી બહુજ માન અકરામ સહિત વિદાય કીધો. પાછળથી તેમના માણસો સાથે પણ ઘણીજ પ્રીતિ રાખી રાજ્યમાં સલાહશાંતિ સ્થાપી.

આ પછી શાહાબુદ્દીન સાથેની ત્રીજી લડાઈનું વર્ણન ઘઘરની લડાઈના પ્રસ્તાવમાં, ચોથી પીંપાયુદ્ધના પ્રસ્તાવમાં અને પાંચમી જૈતરાવ યુદ્ધના સમયામાં વર્ણવેલી છે અને બીજી બે પ્રસંગોપાત આ ગ્રંથમાં આવી છે એમ કુલ સાત લડાઈઓનું વર્ણન છે. તે દરમીયાન કર્નાટીપાત્રનો અને ઇંદ્રાવતી રાણી પરણવા માટે કરહાના યુદ્ધનો તથા ઇંદ્રાવતી વ્યાહના સમયા આવે છે, જે બધાનું વર્ણન લખતાં ગ્રંથની લંબાઇ વધી જાય માટે હાલ ટુંકામાં પતાવ્યું છે.



# પ્રકરણ ૪થું.

## ગુજરાતના ભોળા ભીમદેવ સાથે યુદ્ધ.

આ સમયે ગુજરાતમાં અણહિલપુરનો શૃંગાર રાજા ભોળોભીમ હતો. તેની પાસે અજીત ચતુરંગી સેના હતી, તથા ઘણાક દુર્ગપતિઓ એની સેવામાં હાજર હતા. અમરકોશનો કર્ત્તા અમરસિંહ સેવડો જેણે અમાવાસ્યાને રોજ ચંદ્ર ઉગાડ્યો હતો તે એની સેવામાં હતો. તે પોતાના મંત્રવડે કરીને સ્ત્રીપુરૂપ અને દેવને વશ કરતો હતો. એજ વખતમાં આબુ ઉપર જેતસી પરમાર રાજ્ય કરતો હતો, તેને એક સલખ નામે કુંવર, અને ઇચ્છનકુમારી નામે કન્યા હતી. આ કન્યા અતીજ સ્વરૂપા હતી, જેથી તેની કીર્ત્તિ દેશોદેશમાં પ્રસરી હતી. ભીમદેવ એની કીર્ત્તિ સાંભળી મોહિત થયો અને અમરસિંહને મોકલી જેતસીને કહાવ્યું કે "તારી પુત્રી મને પરણાવ, નહીં તો આબુની ધરતી છોડી દે." જેતસીને આ બોલો વજ્ર જેવા લાગ્યા અને અમરસિંહને સાફ ના પાડી, તથા પૃથિરાજને પોતાની મદદે બોલાવ્યો, અને તેને લખ્યું કે સિંહનો ભક્ષ શિયાળ લઇ જવા ધારે છે, એમ થવું ન જોઇએ. આ ઉપરથી પૃથિરાજ જેતસીની મદદમાં ગયો અને ભીમ ચડી આવ્યો, જેથી મોટી કાપાકાપી

થઇ; જેમાં ભીમને હઠી જવું પડયું અને પૃથિરાજ ઇચ્છનકુમારીને પરણીને ઘેર આવ્યો. ચહુવાણ અને ચાલુક્યને પરસ્પર અટક્યાથી નબળા પડી ગયા જોઇ શાહાબુદ્દીને પૃથિરાજ ઉપર હલ્લો કર્યો; તેને પણ પરાજય પામી નાસી જવું પડયું.

ભીમદેવના કાકા સારંગદેવના સાત છોકરા (પ્રતાપસિંહ, અરિસિંહ, ગોકુળદાસ, ગોવિંદ, હરિસિંહ, શ્યામ, અને ભગવાન.) ભીમદેવથી બારવટું કરી પૃથિરાજને આશ્રયે આવી રહ્યા હતા. એક વખત પૃથિરાજની સભામાં ભારથની કથા વંચાતી હતી ત્યારે પ્રતાપસિંહે મૂછ ઉપર હાથ નાંખ્યો તે જોઇ કન્હને[૧] કોપ ચડ્યો અને તેણે તલવારથી પ્રતાપસિંહનું માથું ઉડાડી નાંખ્યું. આ બનાવ જોઇ બીજા છ ભાઇઓ ઉઠ્યા તેઓને પણ કન્હે મોટા ભાઇ સાથે પહોંચાડી દીધા. પૃથિરાજને આ વાતથી કન્હ ઉપર કોપ ચડ્યો. તેને લાગ્યું કે પરોણાને ઘેર તેડાવી મરાવી નાંખ્યા, એવી આપણી જગતમાં અપકીર્તિ થશે માટે તેણે કન્હને સજા કરી કે તેણે હમેશાં આંખ આડી પટ્ટી બાંધી રાખવી જે યુદ્ધના વખત વિના ક્યારે પણ છોડવી નહીં.

પૃથિરાજ અને ભીમ વચ્ચે ઇચ્છનકુમારી વાસ્તેજ વેર ખડું થયું હતું એમ ન હતું. પૃથિરાજના પિતા સોમેશ સાથે પણ ભીમને લડાઇઓ થઇ હતી જેમાં સોમેશ ભીમને હાથે મરણ ગયો હતો. આ વિષે ફારબસ સાહેબે રાસમાળામાં અચ્છી રીતે વર્ણન કીધું છે, તથા પૃથિરાજે પોતાનું વેર કેવી રીતે વાળ્યું તે વિષે પણ તેઓ સાહેબે ચંદના લખાણનો આશ્રય લઇ ઘણું સરસ વર્ણન લખ્યું છે જેમાંનું થોડુંક હું અહીં ટાંકવા દુરસ્ત ધારૂં છું:—

પૃથિરાજનાં હૃદયમાં ભીમ નિરંતર સાલવા લાગ્યો. શત્રુનાં મરણ વિના તેનો અગ્નિ સરખો કોપ શાંત પડ્યો નહીં. તે પોતાના સામંતોની વચ્ચે વારંવાર કહ્યા કરતો કે "ભીમે સોમેશ્વરને માર્યો! હરિ! હરિ!" પરમારે તેને બહુ સમજાવીને કહ્યું કે, "તમે તમારા પિતાને વાસ્તે શોક કરશો નહીં, જેનું શરીર તરવારની ધારથી કપાય છે, તેની કીર્તિ પ્રસરીને સુરલોકમાં જાય છે.—ક્ષત્રિયનો એજ ખરો ધર્મ છે." સિધ પરમાર બોલ્યો:

[૧] કન્હ ચહુઆણ પૃથિરાજનો કાકો થાય.

"મારૂં કહ્યું સાંભળો તો ગુજરાત ઉજડ કરો કે જેથી સોમેશ સ્વર્ગમાં રહ્યા રહ્યા રાજી થશે. સુલતાન સરખા તમારા નામથી ધ્રુજી જાય છે તો ચાલુક્યના શા ભાર છે?" પૃથિરાજ બોલ્યો "સ્નાન કરીને મેં દીવા કાર્ય છે. મેં સોગન ખાધા છે કે મારે મારા પિતાનું વૈર લેવું. હું ભીમને કેદ કરીશ ત્યારે એની પાસે હું સોમેશ માગીશ. હું યોગિનિ, વીર અને વૈતાલને આનંદ પમાડીશ." એમ કહી પૃથિરાજ સૂતો. સૂર્યોદય થતાં યોદ્ધાઓ એકઠા થયા, કન્હ ચોહાણ દરબારમાં આવ્યો એટલે સભા હાથ જોડી ઉભી થઇ, કેમકે તેને "નરવ્યાઘ્ર" નું પદ મળ્યું હતું. તે રાત્રદિવસ આંખે પટ્ટી બાંધતો તે જાણે સાંકળેલા વજ્રશરીરના સિંહ જેવો હતો. પછી જામ યાદવ આવ્યો, બળિભદ્ર આવ્યો, કુરંભદેવ, ચંદ પુંડિર, ભીમ પાંડવના જેવો બલવાન આતતાય ચહુવાણ આવ્યો, લડાઇની વખતે અગ્નિ સરખો લંગરીરાય આવ્યો, પરમુલકનો વિજય કરનાર ગોયંદરાય ગેહલોત આવ્યો, અને કૃપાળુ દુર્ગાદેવી જેને પ્રસન્ન છે એવો વરદાય ચંદ પણ આવ્યો. તે સર્વેને પૃથિરાજ કહેવા લાગ્યો કે "મારા પિતાનું વૈર લેવું છે માટે ચાલો આપણે સેના તૈયાર કરો. ગુજરાતના રાજા સાથે યુદ્ધ મચાવીએ અને ચાલુક્યનું મૂળ કાઢી નાખીયે. સોમેશ્વરને જીતીને ભીમે પોતાના દહાડા પૂરા ભર્યા છે; સ્ત્રીના ગર્ભમાંથી શોધી શોધીને પણ મારે ચાલુક્ય વંશનો નાશ કરવો છે. ગમે તેવા ધાડા અરણ્યમાં તે ભરાઇ પેઠો હોય તે પણ તોડી પાડવું. જો હું એમ ન કરૂં તો બ્રાહ્મણોએ મારૂં નામ પૃથિરાજ ખોટું પાડયું છે એમ જાણવું." પૃથિરાજનું કહ્યું સર્વે સામંતોએ માન્ય કર્યું, અને મૂહૂર્ત જોઇને નીકળીએ તો આપણા કામનો જય થાય એમ કહીને જોશી મહારાજને તેડવા મોકલ્યા, માહારાજ આવ્યા અને મૂહૂર્ત જોઇને બોલ્યા કે "જો આ ચોઘડીઆમાં નીકળો તો નિઃસંશય જય થાય. હું સોગન ખાઇને કહું છું કે આવો સારો યોગ છતાં કાર્ય પૂર્ણ નહીં થાય તો જ્યોતિપશાસ્ત્ર શિખવાનું કામ મારે હવે પછી કદી કરવું નહીં." જગજ્જ્યોતિનું આવું બોલવું સાંભળી પૃથિરાજ બહુ રાજી થયો.

પૃથિરાજે પોતાની સેના એકઠી કરી અને નિશ્ચય કરેલે ચોઘડીએ નોબત વગડાવી. તે નગર બહાર સેના લઇ ચાલ્યો અને જ્યાં વિશાળ ઝાડ અને બળવાન જગ્યા હતી ત્યાં મુકામ કર્યો. લડાઇનાં ગીત ગવાવા લાગ્યાં. પાંચ પ્રકારના વાજિંત્રના નાદ થવા લાગ્યા. એ રીતે સેના લઇ પૃથિરાજ

ગુજરાતનો નાશ કરવા ચઢ્યો. ભીમને કાને એ વાત ગઇ કે પૃથિરાજ ચોસઠ હજાર યોદ્ધા લઇને ચઢ્યો છે, અને સમુદ્રના મોજાની પેઠે એની સેના ધસતી આવે છે. તેથી તે ઘણો ક્રોધાયમાન થયો, તેનું અંગ શૂરથી કંપવા લાગ્યું, તેની આંખો લાલચોળ થઈ ગઈ, અને તેણે રાજ પ્રધાનોને બોલાવીને લડાઇને માટે તૈયાર થવાની આજ્ઞા આપી. પરગણે પરગણે આજ્ઞા પહોંચી. ઘણા રાજાઓ ચડી આવ્યા; બે હજાર માણસ તીખા ઘોડા ઉપર ચડી ધનુષ્ય બાણાદિ હથીઆર સજીને આવ્યા; કચ્છમાંથી ત્રણ હજાર અસ્વાર, સોરઠમાંથી પંદરસો, કદી નીશાન ન ચુકે એવા કાકરજથી કોળીઓ, યુદ્ધના ઉત્સુક અને કદી લડાઇમાં પીઠ ન દે એવા ઝાલાવાડથી ઝાલા, કાવાનો નાયક મુચકંદ, કાઠીયાવાડનો કાઠી રાજા અને પરગણામાંથી નાની મોટી અગણિત સેના એકઠી થઇ. સામ્ભરના હેરકે પૃથિરાજને કહ્યું કે સમુદ્રની પેઠે ગર્જના કરતી ચાલુક્યની સેના તૈયાર થઇ છે; એક લાખ લડવૈયા અને એક હજાર હાથી છે તે હું મારી નજરે જોઇને આવ્યો. તે સાંભળી પૃથિરાજ બોલ્યો કે "ભીમ મારા સામો આવે છે, તો હું તેને ચીરી નાંખી તેનાં આંતરડામાંથી મારા પિતાને કહાડી લઇશ, જો એમ કરૂં તોજ મારૂં નામ પૃથિરાજ ખરૂં."

સાંજ પડવા આવી. જ્યાં તેઓ ઉભા હતા ત્યાંજ તંબુ ખડા કરાવ્યા. સર્વે જમ્યા અને પાસે પાસે સૂતા. કયમાપ તરવાર બાંધી રાજા પાસે સૂતો; આબુના સરદાર જેત અને સલખ, ચંદ પુંડિર, ચામુંડરાય, હાહુલીરાય, હમીર, સારંગ, કુરંભ, તુંવર પહાડ, અજાનબાહુ લોહાણો, લંગરીરાય ઇ૦ સર્વે હાજર હતા. રાત્રનો દુરથી એક જાનવરનો અવાજ સંભળાયો, જે સાંભળી કન્હ બોલ્યો; "સોમેશ્વરનું મરણ થવા અગાઉ જેવાં શકુનો થતાં હતાં તેવાંજ ભીમ સંબંધી થાય છે માટે જો રાજા આ શકુનનો લાભ લઇ યુદ્ધ મચાવે તો યમદૂત પણ એના સામો થઇ શકે નહીં." આ પ્રમાણે વાતો કરતાં સૂર્યોદય થયો. યોદ્ધાઓએ નારાયણને નમસ્કાર કર્યા, અને જેમ કમળ પ્રફુલ્લિત થાયછે તેમ સૂર્યને જોઇને તેઓનાં મન પ્રફુલ્લિત થયાં. આ વેળાએ એક બીજાં અને તરત ત્રીજાં શકુન થયાં તે ઉપરથી સામંતો કહેવા લાગ્યા કે આજે નક્કી એક પ્રહરની માંહે ભયંકર યુદ્ધ થશે. પૃથિરાજ કહે:—"શકુન જોવાની અગત્ય નથી, શૂરવીરને લડાઇનો દિવસ એ ઉત્સવનો દિવસ છે. માણસ જીવતું હોય કે મુવેલું પણ તેનો આત્મા આપણા જોવામાં આવતો નથી. કીર્ત્તિ પણ આવે છે ને જાય છે એવી દૈવની કૃતિ છે. જે હારશે તે દુર્યોધનનું પદ પામશે અને જી-

તશે તે પાંડવનું પામશે માટે શકુનનો વિચાર કરશોમાં, આપણે સોયના એક અગ્ર જેટલી પણ જગ્યા છોડવાના નથી. શકુનનો કાંઇ પાર નથી, તેઓ થાય છે ને જાય છે, માટે આપણે તો આગળ ધસો." રાજાની આજ્ઞા ઉપરથી સામંતોએ યુદ્ધના પોકાર ઉઠાવી મૂક્યા. તેમાં ભેરી, નોબતો, રણશિંગાના યુદ્ધમય અવાજો, વાદિત્ર અને બીજા નાદો થવા લાગ્યા. ઘંટ અને હાથીની ડોકની સાંકળોનો ખખણાટ થવા લાગ્યો ઘોડા ખોંખારવા લાગ્યા, અને સર્વે સેના ઉપડી. મુકામે મુકામ તેઓ પાટણ દેશનો નાશ કરતા પૃથ્વી ઉપર ખરતા તારા પડે તેમ શત્રુ ઉપર તૂટી પડવા ચાલ્યા, તેઓના ભારથી શેષનાગ પણ અકળાઇ ગયો. પૃથિરાજને ચમર થતું હતું; રાજછત્ર તેના કાકા કન્હને માથે ધરાયું હતું. કન્હને વ્યૂહરચક ઠેરાવીને સેનાને અગ્રભાગે રાખ્યો; તેની પાછળ પૃથિરાજ પોતે, તે પાછળ નિડુરરાય અને તે પાછળ પરમાર રહ્યો. જેમ જોશી જન્મોતરી ઉખેળતો થાય છે તેમ તેઓ મુકામે મુકામ આગળ ચાલતા ગયા, તેમ છવતરનો ભાવ પછવાડે મૂકતા ગયા, એવો શૂરવીર ચહુવાણ જેના હાથ દેવના હાથ જેવા તથા જે શત્રુનો ત્રાસ તે આગળ ચાલ્યો.

ભીમદેવના દેશમાં ભય વ્યાપી ગયું અને જંગલ તથા નાના ગામડામાંથી શિકારના પક્ષીઓ ટોળે મળીને ઉડી જાય તેમ લોકો નાસી જવા લાગ્યા. ગર્દ ઉડવાથી માર્ગ છવાઇ ગયો. નદીના પૂરની પેઠે સેના આગળ ચાલી. ઘોડા ધીમે ધીમે ચાલતા સારસ જેવા અને દોડતા હરણ જેવા દેખાવા લાગ્યા. ભાલાં તરવારો અને બરછીઓ સૂર્યથી ઝગઝગવા લાગી; વેર વાળવાનો પ્રસંગ મળવાથી પૃથિરાજે ચંદ બારોટને ભીમની પાસે મોકલ્યો. ચંદ પોતાની સાથે જાળ, નીસરણી, કોદાળી, દીવો, અંકુશ અને ત્રિશૂળ લઇને ગુજરાતની રાજધાનીમાં જઇ પહોંચ્યો અને ભોળા ભીમને જઇ કહ્યું કે "સામ્ભર રાજા આવી પહોંચ્યો છે." ત્યારે ભીમ બોલ્યો "ઓ ભાટ, આ વસ્તુઓ શા વાસ્તે તું લાવ્યો છે તે ઝટપટ કહી દે." ચંદે ઉત્તર આપ્યો કે "પૃથિરાજ કહે છે કે જો તમે પાણીમાં પેશશો તો આ જાળવતે તમને ઝાલીશું, આકાશમાં જશો તો આ નીસરણીથી, પાતાળમાં જશો તો કોદાળીથી, અંધારામાં પેશી જશો તો આ દીવાથી શોધી કહાડી આ અંકુશવડે તમને પકડી ત્રિશૂળ વતે પૂરા કરશું" આવું સાંભળી ભીમ બોલ્યો કે "હું ભીમ જે બીવરાવે તેના ભૂકા કહાડી નાંખું અને યુદ્ધમાં જેનાથી સર્વ માણસ ડરી જાય એવો ભયંકર છું, માટે ચર્બું ચર્બું બોલ નહીં અને આગળ શું નિપજ્યું હતું તે દિવસ સંભાળ.

ચંદ બોલ્યો : "ઊંદર કદાપિ કોઇવાર બિલાડી ઉપર જીત મેળવે, ગીધ પક્ષી કદાપિ પવિત્ર હંસના માથાં ઉપર થનથનાટ કરે, હરણ કદાપિ લડાઇમાં સિંહની બરાબરી કરે, સાપની સાથે લડતાં દેડકું કદાપિ જય પામે એ સર્વે વાતો કદાપિ દૈવની યોજનાથી બને પણ એવું સદાય નિપજે છે એમ ધારવું નહીં. પર્વત ઉપર છવાઈ ગએલા અરણ્યને બાળીને ભસ્મ કરનાર અગ્નિની સાથે દીવાનો મુકાબલો થઇ શકે?" ભીમ બોલ્યો : "ભાટના છોકરા શબ્દોવડે લડે, દૈત્ય ગાળોવતે લડે, અથવા ભાઇઓ વારસાનો ભાગ વહેંચતાં મુક્કીયોથી લડે પણ સોમેશ્વરવાળો આ કજીઓ તો મરણ સાથે લડવાનો છે. જા તારા સામ્ભર રાજાને કહે કે તારો બીવરાવ્યો બી જાઊં એવો હું નથી."

આવો ઉત્તર સાંભળી ચંદ બારોટ જરા ગભરાઇને ઉઠી ઉભો થયો અને રોપથી તેની આંખો લાલચોળ થઇ ગઇ. તે ઝટપટ પૃથિરાજ પાસે આવ્યો અને તેને પાણી ચઢાવવાના વિચારથી જે જે બન્યું હતું તે યથાસ્થિત કહી દીધું, અને તે બોલ્યો કે "ભોળો ભીમ કહેછે કે સૂતેલા સાપ ઉપર દેડકું કૂદીને જાગતાં તેની જેવી વલે થાય તેમ તમે કરોછો. ગુજરાતનો ધણી તો ચતુરંગી સેના લઇને ચડે છે. મેં કહ્યું તે ઉપર તેણે કાંઇ લક્ષ આપ્યું નહીં. મેં તેને દીવો, જાળ, કોદાળી, સહુ બતાવ્યું. તેણે પૂછ્યું આનો ભેદ શો છે? કુશળ પ્રધાન કયમાપને તારી સાથે કેમ લાવ્યો નહીં? કે ચામુંડરાય કે કન્હને મોકલવા જોઇતા હતા, સામ્ભર ધણી પોતે પગે પાળો ચાલી શા માટે આવ્યો નહીં? વળી તે બોલ્યો કે "મેં ઘણીવાર લડાઇઓ મારીને ગુજરાતને માટે જય મેળવ્યો છે; તેં જેવા રાજા જીત્યા છે તેવો મને ગણીશ નહીં, સામ્ભરના રાજા જેવા તો મેં હજારો કતલ કરી નાખ્યા છે."

પૃથિરાજે નિડુરરાયને પોતાની પાસે બોલાવ્યો અને તેનો હાથ ઝાલીને કહ્યું કે "આ સર્વે યોદ્ધાઓમાં તમે મુખ્ય છો, તમે અસલ જાતના છો "અને તમારા પૂર્વજો જેવા શૂરવીર હતા તેવા તમે છો, તમારી સાથે "દેવ અથવા દેવદૂત લડે તો તેને પણ તમે વશ કરી લ્યો એવા છો; પાંડુ "પુત્રોના જેટલું તમે યુદ્ધમાં બળ બતાવો છો; આ જગત ઉપર તમે પ્રીતિ "રાખશો નહીં; પણ સ્વર્ગનો માત્ર વિચાર રાખી તમારા સામંતો સાથે એક "ચિત્ત થઇને લડજો." નિડુરરાયે ઉતર આપ્યો. આપણા સામંતો શત્રુને

"ઘાસની પેઠે કાપી નાંખે એવા છે. ઓ પૃથિરાજ, તમારા બળ વડેજ "તમારા યોદ્ધાઓ બળિયા છે. કન્હ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવ- "સ્થામાં પણ યુદ્ધનેવિષે આનંદ પામતો આવ્યો છે. જે સેનાની સામે તે લડે છે તેના ચૂરેચૂરા કરી નાખે છે. તે મહાપદધારી જેને જગત્ નરવ્યાઘ્ર કહે છે એવો ભીષ્મનો તે અવતાર છે." પૃથિરાજે નિડુરરાયનું આવું બોલવું સાંભળી પોતાની કોટમાં મોતીની માળા હતી તે નિડુરરાયને તુષ્ટિ- દાનમાં આપી તે તેની ડોકમાં સૂર્યની પછવાડે ગંગા વીંટાયલી હોય એવી દેખાવા લાગી. પછી મહા શૂરવીર નિડુરરાય રાઠોડે નોબત વગડાવી. નો- બતના નાદથી વીર પુરૂષો જેમ એકઠા થયા તેમ સેના પણ એકઠી થઇ. જેમ તારામાં ધ્રુવ શોભે છે તેમ તે વીર પુરૂષોમાં શોભી રહ્યો; કન્હને પૃ- થિરાજે પોતાનો પાટ ઘોડો આપી તેના ઉપર તેને આગ્રહથી બેસાર્યો; કન્હ બોલ્યો "ઓ રણપતિ ! હજી સુધી મેં સોમેશ્વરના શત્રુને માર્યો નથી તેમજ મારા શરીરમાંથી હંસને રમી જવાનો રસ્તો કરી આપ્યો નથી તેથી મને ધિક્કાર છે." પૃથિરાજે ઉત્તર આપ્યો "કોઇ એક વેળાએ સુગ્રીવ પોતાના બળથી પોતાની સ્ત્રીનું રક્ષણ કરી શક્યો ન હતો; કોઇ એક વેળા દુર્યોધન પણ કરણનું રક્ષણ કરી શક્યો ન હતો; કોઇ એક વેળાએ શ્રીરામે વનમાં સીતા ખોઇ; કોઇ એક વેળા પાંડવ સરખા પણ દ્રૌપદીનાં ચીર રખાવી શક્યા નહીં; ઓ કન્હ કાકા એવા બનાવ માટે દુઃખી થશો નહીં, હું તમને મારા ઇષ્ટદેવ સરખા ગણુંછું, જેમ મોરની આંખો જોઇને શાપ ત્રાસથી નાસી જાય છે તેમ તમારી આંખનો ક્રોધાગ્ની જોઇને શત્રુ નાસી જશે." પૃથિરાજ આ પ્રમાણે નિડુરરાય અને કન્હને માન આપતો હતો, તેટલામાં તેને સમાચાર મળ્યા કે ભીમ ભારે સેના લઇ પાસે આવી પ- હોંચ્યો છે. જેમ છંછેડેલો સર્પ કોપાયમાન થાય અથવા સિંહને ખીજવીને તેને ઊંઘમાંથી જગાડવામાં આવે, અથવા ઉનાળામાં એક અગ્નિની ચિનગારીથી આખું વન સળગી ઉઠે તેમ ભીમ કોપથી પ્રજ્વલિત થયો. તેણે જે સાંભળ્યું હતું તે પોતાના યોદ્ધાઓને એકઠા કરીને કહી સંભળાવ્યું. તે સાંભળીને સર્વે જગત્ સાગ કરેલા યોગિઓના જેવા દેખાવા લાગ્યા. બન્ને સેના એક બીજાની સન્મુખ આવી ગઇ. જંજીરા છુટવા માંડ્યા, અગ્નિબાણ આકાશમાં ઉડી રહ્યાં, બન્ને બાજુએથી અસ્વારોની અડમ- અડા થઇ રહી અને સામસામે તરવારો ચાલી. ભીમે પોતાની સેનાની

એવી વ્યૂહરચના કરી હતી કે તે ભેદીને શત્રુથી અંદર જઈ શકાય નહીં, તેમ ચોહાણની હાર પણ ટૂટે એવી ન હતી. કેટલાકના સાંગોથી ભેચા નીકળી ગયા; કેટલાકના તરવારોથી ડગળાં નીકળી ગયાં; મારો મારોનો અવાજ ચાલી રહ્યો. કેટલાક મલ્લની પેઠે બાથમબાથા આવી પડ્યા; કેટલાકનાં શરીરમાં થઇને બાણ આરપાર નીકળી ગયાં. શિવ અને કાળી આનંદ પામ્યાં. કાળીને લોહી પુષ્કળ મળ્યું અને શિવે રૂંઢમાળામાં માથાં પરોવવા માંડ્યા. ઉચ્છિષ્ટ માંસને બદલે ગીધ પક્ષીઓ મનુષ્યમાંસ તોડી ખાવા લાગ્યાં. જેમ મોટા નગરના ધોરી રસ્તા ખીચોખીચ ભરાઇ જાયછે તેમ સ્વર્ગનો રસ્તો ત્યાં જનારાઓથી ભરાઇ ગયો. યોદ્ધાઓ લૂંટ કરી દેવું આપી ઋણમુક્ત થયા; મેઘમાંથી જેમ વીજળી ઝબુકે તેમ કન્હની તરવાર ઝબકી રહી. એક બાજુએ કન્હ અને બીજી બાજુએ સારંગ મકવાણો બન્ને જણ ખરા શૂરવિર સિંહની પેઠે લડ્યા, તેમાં હાથીની પેઠે ગાજી રહેલા શૂરવીરોની વચમાં મકવાણ રાજા પડ્યો. પૃથિરાજના સુભટોએ કિકિયારી કરી તેથી શત્રુ ત્રાસી ગયા. યોગીઓ તપસ્યા કરીને થાકી જાય છે ત્યારે તેઓને જે સ્થાન મળે છે તે સ્થાન એક ક્ષણવારમાં સુભટોને મળ્યું. જેમ પડછાયાની દરકાર રાખવામાં આવતી નથી તેમ માલમત્તાને તુચ્છ ગણીને તેઓ લડાઇમાં ટૂટી પડ્યા. તેઓ મુક્તીજ ઇચ્છતા હતા. જીવ્તરને માત્ર સ્વપ્નવત સમજતા હતા. આજ રાત્રે આપણે મરવું, કાલે શું થશે તેની કોને ખબર છે. પવનથી આગ પ્રસરે તેમ જુસ્સાથી લડાઇ ચાલી. યોદ્ધાઓએ જાણ્યું કે આપણી કીર્ત્તિ રહેશે, તરવારની ધારથી કપાઇ જતું શરીરરૂપી પાંજરૂં હવે આત્મારૂપી હંસને ફરીને પૂરી મૂકનારૂં નથી. જ્યારે હંસ ઉડી જશે ત્યારે પાંજરૂં શા કામનું? લડાઇ અતિશય જુસ્સાથી ચાલી.

પૃથિરાજ સાબાશ! સાબાશ! કહી પોતાના યોદ્ધાઓને હિમ્મત આપવા લાગ્યો. સાભ્રમતી નદી બે કાંઠે લોહીથી વહેવા લાગી અને તેના પ્રવાહમાં હાથીઓ, ઘોડાઓ અને માણસો તણાવા લાગ્યા. ફરીને વળી લડાઇનાં વાજિંત્ર વાગવા લાગ્યાં. અર્ધા પ્રહરસુધી તુમુલ યુદ્ધ થયું. હવામાં ભમરાની પેઠે બાણો હમહમાટ કરવા લાગ્યાં. ચોહાણના ઘણા યોદ્ધાઓ મરાયા. ચાલુક્યની ઘણી હારો હાથીની પેઠે રણમાં પડી. પૃથિરાજે કોપીને પોતાનો ઘોડો મારી મુક્યો તેની ખરીની પડઘીથી પૃથ્વી ધ્રુજવા લાગી.

જેમ પીંપળાનાં પાનડાં પવનથી ધ્રુજી જાય તેમ શત્રુની હાર ડગમગવા લાગી. બાણોથી આકાશ એવું તો છવાઇ ગયું કે પક્ષીઓને ઉડવાને પણ માર્ગ મળતો ન હતો. છેવટે ચાલુક્યની સેના સ્વર્ગનો માર્ગ છોડીને પાછી નાઠી. દેવ દાનવો બોલી ઉઠયા કે જે ક્ષત્રિય સૂર્યનો માર્ગ ભેદીને સ્વર્ગમાં પ્રવેશ કરે છે તેને ધન્ય છે. વામનજીએ ત્રણ ડગલાં ભર્યાં ત્યારે એક જગત્ જીત્યા, પણ યોદ્ધાઓ માત્ર એકજ ડગલું આગળ ભરવાથી ત્રણે જગત્ જીત્યા. વીરોની સાથે રૂદ્ર જેમ રમે છે તેમ તેઓ નાચવા લાગ્યા. જેમ ચાલુક્યની સેનાની હાર તૂટવા લાગી તેમ ચોહાણની બલિષ્ટ થવા લાગી. ચોહાણ બોલી ઉઠયો કે આજે હું મારી ઇચ્છા પૂર્ણ કરી અને ગુજરાતની ધરતીને રંડાપો આપીશ. ભીમને કહ્યું કે "હવે તું બચવાનો નથી. સ્વર્ગમાં જ્યાં સોમ બેઠો છે ત્યાં હું આજે તને મોકલીશ." કન્હે તેને પછવાડે રહીને હિમ્મત આપી. સામ્ભર રાજાએ ભીમના ઉપર ઘા કર્યા. નર્યા નર્જન્મનું બંધન હતું તેના ઉપર તરવાર ફરી વળી. સ્વર્ગમાં દેવત નથી તેથી કરી રહ્યા. ભીમદેવ પડ્યો તેનો અવાજ થવાથી શંભુએ પો ગીએ સુગ્રીવ ધાર્યાં, અપ્સરાઓ જોવાને આગળ ધસી આવી. વિજયી કોઇ એક વેળા સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને ભીમદેવ વિમાનમાં બેસીને દેવળાએ શ્રીરામે

# પ્રકરણ ૫ મું.

## મહોબાની લડાઇ.

પૂર્વ દિશામાં સમુદ્રશિખર કરી શેહેર છે તેમાં યાદવકુળનો વિજયસુર નામે રાજા હતો. તેને પદમાવતી નામે પુત્રી હતી જે રૂપ અને ચતુરાઇમાં ખરેખરી પદમાવતીજ હતી. તે પૃથિરાજનાં રૂપ અને ગુણો સાંભળી તે ઉપર એવી તો મોહિત થઇ ગઇ કે પોતાને હાથે એક કાગળ લખી એક પોપટ[1] સાથે પૃથિરાજ ઉપર મોકલ્યો, જેમાં લખ્યું હતું કે "જેમ શ્રી કૃષ્ણ રૂક્મિણીને વર્યા તેમ મને વરજો. તમવિના મારે આ જગતમાં અવર પુરૂષ ભાઇ બાપ છે." જે વાંચી પૃથિરાજ આઠ હજાર લશ્કરથી તેજ વખત પરણવા ચડ્યો. ગોરી શાહાબુદ્દીનના જાસુસો તો ભરતખંડમાં ફર્યાજ કરતા

બન્ન ... ના, તેમણે જઇ ખબર આપી કે પૃથિરાજ ટુંક લશ્કરથી પોતાની હદ

હેલ્લા શૂરવીર... નીકળ્યો છે, તેને હમણાં પકડવો ઠીક પડશે એમ ધારી તે રસ્તો

કિકિયારી કરી ત... ઠો. પૃથિરાજ પદમાવતીને પરણી વળ્યો કે રસ્તામાં તેણે મુગલોને

છે ત્યારે તેઓને ... મુગલો કેવા હતાઃ—

મળ્યું. જેમ પડછ

તુચ્છ ગણીને તેઓ — मुगल भले खुरासानके, भूरे भारे गात[2] ;

છત્તરને માત્ર સ્વા — जिन देखी नर थरहरे, दो दो दूंभी[3] खात.

શું થશે તેની કોને બીજાની નજરે પડતાં તીરોના વરસાદ વરસ્યા અને ભેટાભેટ ચાલી. યોદ્ધાઓની તરવારો નીકળી, જેથી લોહીની નદીઓ ચાલી અને ધડ ઉપર કપાઇ જતું શરીર ઝાલા થયા, કેટલાંક ધડો માથાં વગરનાં ઝુઝવા લાગ્યાં અને કાપાકાપી નથી. જ્યારે હંગ્ગામાં પાંચ હજાર મુસલમાનો અને પચાસ હિંદુઓ પડ્યા. ગોરી જુસ્સાથી ચાલી ગયો અને તેની પાસેથી આઠ હજાર ઘોડા દંડ લઇ છોડી દઇ

પૃથિરાજ .જ દિલ્લી પહોંચ્યો. પણ રસ્તામાં એ લડાઇના કેટલાક પૃથિરાજની આપવા લાગ્યા; ઘાયલો ભૂલા પડ્યા, તે મહોબે[4] જઇ ચડ્યા. તેઓ શેહેર આગળ

પ્રવાહમાં ૧ નળરાજાનો એવીજ રીતનો સંદેશો લઇ જનાર હંસ હતો. આજના જમાનામાં કોઇક લડાઇનાં લોકો એ વાત ઉપર હસશે, પણ જેમણે ઇ૦સ૦ ૧૮૭૨ની ફ્રાંકો જર્મન લડાઇ વખતે કબુતભમરાની રોને સંદેશો લઇ જતાં ન્યૂસોમાં વાંચેલું હશે તેમને ઘણું આશ્ચર્ય લાગશે નહીં.

મરાય ૨ ગાત્ર=શરીર. ૩ દુમા=ઘેટા. ૪ ચંદેલની જમીન જેને હાલ બુદેલખંડ કી. કહેછે તેની રાજધાની હતી.

પહેંચ્યા કે ભારી તોફાન સાથે વરસાદ થયો જેથી બધા ગભરાયા, પણ તરત તેઓએ રાજાનો બગીચો જોયો, જેમાં જઇ વિશ્રામ લેવા ધાર્યું, પણ દરવાજામાં જતાં માળીએ તેઓને અટકાવ્યા અને ગાળો દીધી. માટે એક ધાયલે તે માળીનું ડોકું ઉડાવી દીધું અને બધા બાગમાં જઇ ઉતર્યા.

માળીની સ્ત્રીએ ત્યાંના રાજા પરમાલ ચંદેલની રાણી મલ્હનદે પાસે પોકાર કીધી એટલે મલ્હનદેએ પરમાલને કહી ધાયલો ઉપર ફોજ મૂકી. તેઓ વચ્ચે લડાઇ થઇ જેમાં પરમાલના ત્રણ હજાર અને ધાયલોમાંથી ત્રીશ જણે આ દુનિયા મૂકી. ચંદેલ રાજાને ખબર થતાં તેની આંખમાં ક્રોધ ભરાયો, તેણે ઉદલ નામના પોતાના સામંતને તેડાવી હુકમ આપ્યો કે "તમે તમારા તાબાના લશ્કરથી ચડી જાઓ અને એ ધાયલોને પૂરા કરો." ઉદલ કહે "ધાયલોને મારવા એ રજપૂતનો ધર્મ નથી; વળી એ ધાયલને મારી બળીયા સાથે બાથ ભીડવી પડશે."

એ દરબારમાં મેહેલા અને ભોપતી નામે ઉદલના બે અદાવદીઆ હતા તેઓએ લાગ જોઇ રાજાના કાન ભર્યા કે ઉદલ તો લડવા જવાથી બીહે છે માટે એવાં બ્હાનાં કહાડે છે. રાજા કાનનો કાચો હોવાથી તેણે એ વાત માની ઉદલને જવા સખ્ત હુકમ કીધો. ઉદલે તે હુકમ માની ધાયલોને જઇ ઘેર્યા. તેઓ વચ્ચે તરવારો નીકળી તેમાં ધાયલોમાંનો મુખ્ય કનક ચહુવાણ અને ઉદલ સામસામા અટક્યા. ઉદલના ઘાથી કનકનું શીશ ધડથી છૂટું થઇ ગયું અને કનકના ઘાથી ઉદલ મૂર્છા ખાઇ ગયો. ઉદલનાં હજાર માણસો અને ધાયલ જે બાકી વીશ રહ્યા હતા તે સર્વે પૂરા થઇ ગયા. ઉદલ એ કામ કરી આવ્યો પણ જ્યાં કાનના કાચા રાજા ત્યાં જશને બદલે જુતીયાંજ મળે. એ કામનો જશ તો ન મળ્યો પણ એજ મેહેલા અને ભોપતીની ચુગલીથી તેને તથા તેના મોટા ભાઇ આલ્હને મહોબો છોડવો પડ્યો. તે વિષે એમ બન્યું કે આલ્હની ઘોરાડમાં પાંચ વછેરા ઘણા સરસ હતા જેની દેશમાં બહુ તારીફ થતી હતી, તે દરબારની ઘોડારમાં બંધાવા વાસ્તે મેહેલા અને ભોપતીએ રાજાને સમજાવ્યો જે ઉપરથી રાજાએ તેની માગણી કરી. આલ્હની મા દેવલદેએ તેને કહ્યું કે "पूत वछेरा मांग न दीजे" જેથી આલ્હે વછેરા દેવા સારૂ ના પાડી, એટલે રાજાએ ગુસ્સો કીધો માટે આલ્હ અને ઉદલ રીસાઇ કનોજ ગયા જ્યાં તેઓને જયચંદની દરબારમાં સારા હુદ્દાની નોકરી મળી.

પરમાર ચંદેલે ઘાયલોને તો માર્યા પણ તેઓનું પૂંછડું લાંબું હતું. તેઓનો ધણી મોટા દાંતવાળો હતો. તેને ખબર થતાં એ વિષે પૂછાવવા પણ રહ્યો નહીં અને એકદમ ચંદેલ ઉપર ચડી આવ્યો. રસ્તામાં ગામો લૂટયાં; કેટલાક લડવૈયા સામા થયા તેઓને કાપી નાંખ્યા અને ચંદેલની નવાઇમાં કેટલુંક નુકશાન કર્યું, જેની રાડ મહોબે પહોંચતાં ચંદલે પોતાના સામંતોની સભા કરી; પણ આલ્હ અને ઉદલ શિવાય તેની કોઇમાં નજર ખુડી નહીં. પણ હવે અફશોસ કર્યે શું થાય, એમ વિચારી મનમાંથી ઉદાસી કહાડી નાંખી "હવે આપણા દેશનો બચાવ શી રીતે કરવો" એ પ્રશ્ન કહાડ્યો. સઘળા વૃદ્ધ તથા શાણા સરદારોએ સલાહ આપી કે પૃથિરાજને મહોબા સુધી આવવા દેવો અને આપણે કિલ્લો ઢાંકી અંદરથી લડાઇ કરવી તથા આલ્હ અને ઉદલને કનોજથી બોલાવવા અને જયચંદને પણ ખરીતો લખી તેની મદદ મંગાવવી. આપણે અંદરથી માર મારશું તેટલામાં બહારથી આલ્હ અને ઉદલ આવી પહોંચ્યા તો પાછળ તેઓ પણ પૃથિરાજને નુકશાન પહોંચાડશે એમ બન્ને બાજુએથી હલ્લો થતાં દુશ્મનની ઘણી ખરાબી થશે. પણ આ વાત પરમાલ રાજાના કુંવર બ્રહ્માજીતને પસંદ પડી નહીં. માટે તે બોલી ઉઠ્યો "તમે લોકો તો વૃદ્ધ થવાથી તમારી ઇંદ્રિઓ નબળી થઇ ગઇ છે તે સાથે મગજનો જુસ્સો પણ નબળો થઇ ગયો છે. શું રજપૂતો બાયડીઓની પેઠે ઘરમાં ભરાઇ રહી પોતાનાં પરગણાંની ખરાબી થતી જોશે? શું એ પીથલ[1] સામે જીતવા જેટલું આપણામાં બળ નથી? શું રજપૂતોમાંથી શૂરાતન જતું રહ્યું? આજ કાલ પૃથિરાજે શાહાબુદ્દીન તથા ભોળા ભીમ ઇત્યાદિ સામે લઢાઇઓમાં જય મેળવ્યો છે તેથી તેનો અહંકાર વધી ગયો છે અને લાંબો ટૂંકો વિચાર રાખતો નથી, પણ તમે જાણો છો કે અહંકાર રાજા રાવણના પણ રહ્યા નથી. અને બધે ઠેકાણે જીતજ થાય એવું પરમેશ્વર કોઇ માણસ વાસ્તે સરજતોજ નથી, હવે એ પોતાની કીર્તિને ઝાંખ લગાડવા અને આપણી ધરતીને સારૂં ખાતર પૂરૂં પાડવા આવ્યો છે તો હે સામંતો, મારી સાથે ચડો. મારા દેશની ખરાબી થતી હવે હું વધારે સાંભળવા ખુશી નથી."

બ્રહ્માજીતનું આવું જોશ ભરેલું બોલવું સાંભળી સામંતોએ પોતાની

---

૧ પૃથિરાજનું અધુરૂ નામ.

તરવારો મ્યાનમાંથી ખેંચી ઓંખારા કરી સામો જવાબ વાળ્યો કે "અન્ન-દાતાજી, એ બાબતમાં આપને મોવડમાંજ તસદી લેવા જરૂર નથી. અમે હુકમ દેખત ચડી જઈએ છીએ; રજપૂતોને વાસ્તે એવો માંગલિક વખત ક્યાંથી ? આપના પુણ્યપ્રતાપથી ફતેહ કરી આવશું, અને કદાપી લડાઇમાં કામ આવ્યા તોપણ સ્વર્ગની પ્રાપ્તી પામશું, અને અપ્સરાઓને વરી અખંડ સુખનો લાભ લેશું. એમ અમને બેઉ હાથમાં લાડુ છે." એમ કહી મલખાન, અરિસિંહ, વરસિંહ, નરસિંહ અને જેસિંહ એ પાંચ સરદારો તથા તે સાથે તેના એક હજાર ભાઇ ભત્રીજા અને આઠ હજાર બીજું લશ્કર ચડ્યું, તેઓનો સિરસવા નગર પાસે મુકાબલો થયો. પૃથ્વિરાજની તરફમાંથી એક બાજુએ કયમાપ અને ચંદેલનામાંથી મલખાન, બીજી બાજુએ ચંદ પુંડિર અને નરસિંહ તથા ત્રીજી તરફ ચામુંડરાય અને જેસંગ એમ સામસામા અટક્યા. તેમાં કયમાપને હાથે મલખાન પડ્યો. ચંદ પુંડિરે નરસિંહને ઠેર કીધો, જે જોઇ વરસિંહ ચડી આવ્યો તે પણ સ્વર્ગમાં પહોંચ્યો અને ચામુંડરાયે પણ જેસંગને પૂરો કીધો. હવે ફક્ત અરિસિંહ રહ્યો તે આ ઘાણ વળી ગયો જોઇ નાઠો અને મહોબે જઇ દુઃખદાયક સમાચાર કહ્યા.

પરમાલ રાજાની દરબારમાં આ માઠી ખબર પહોંચતાં તેણે પોતાની રાણીને તથા કાયથ કલ્યાણ, ભાટ જગનક અને પ્રોહિત કેશવદાસ ઇત્યાદિ રાજ્યના માણસોને બોલાવી "હવે શું કરવું" એ વિષે સલાહ માગી. રાણી કહે "આપણે જેની ભુજાઓ ઉપર આશા રાખતાં હતાં તે તો કામ આવી ગયા. હવે આલ્હ અને ઉદલ આવ્યા વગર કોઇ રીતે પણ બચવાની આશા રાખવી ફોકટ છે, માટે પૃથ્વિરાજ પાસેથી બે મહીનાની મેહેતલ માગી આલ્હ અને ઉદલને બોલાવવા અને કનોજપતિ જયચંદ પાસેથી પણ મદદ મંગાવવી" સર્વાનુમતે એ વિચાર સિદ્ધ થયો અને જગનક ભાટને પૃથ્વિરાજ પાસે મોકલ્યો તે સાથે પાન, અત્તર, ગુલાબ બંદુક, બરછી તથા બે કચ્છી ઘોડા નજરાને મોકલ્યા. પૃથ્વિરાજે એ સ્વીકારી બે મહીનાની મેહેતલ આપી. જગનક ભાટને કનોજ મોકલ્યો તેણે જઇ આલ્હને પત્ર આપ્યો અને કહ્યું કે "આપ ગયા છો તે દિવસથી મલ્હનદે રાણીની આંખમાંથી આંસુ સૂકાયાં નથી. હવે આપ નહીં પધારો તો ચંદેલને ઘેર ધરતી રહેવાની નથી."

**આલ્હ**:—પરમાલે અમને વિના ચૂકે દેશવટો આપ્યો. મારા પિતા

કેટલી કેટલી નોકરી બજાવી આખર એનીજ સેવામાં કામ આવ્યા. વળી મેં દશ વખત બાદશાહની ફોજ હઠાવી નુસરતખાનને લૂટયો. ગયાકાંઠા અને રેવાકાંઠાનો મુલક મેં માર્યો, મેવાત મારી તથા અંતર્વેદ જીતી કેટલીક જમીન વધારી આપી, જેનું ફળ અમને રાજાએ આ દેશવટો આપ્યો.

**જગનક** :—એ બધી વાતો હમણાં સંભારવાની નથી. હમણાં તો શામ ધર્મ સામું જોવાનું છે. જે બન્યું તે ચુગલખોરોથી બન્યું છે. રાજાનો એમાં કાંઇ વાંક નથી. હાલ એ સંકડાસમાં છે અને રાણી મલ્હનદેની એક આંખમાં શ્રાવણ અને બીજીમાં ભાદરવો વરસે છે તે સામું જોવાનું છે. તમને દેશવટો દીધો એમાં તમારી ઓર ખુબી જાહેર થઇ છે કે તમવિના રાજાથી પોતાનો દેશ ખવાઇ શકાયો નથી, એવી તેને તથા બધા લોકોને ખાત્રી થઇ છે. આલ્હની માતા દેવળદે બોલી :—

श्याम[१] सांकरे जानके, रहे अवर घर सोय ।

सो राणो फिरतो लियो, कूल रजपूत न होय ॥

માતાનું વચન માની બેઉ ભાઈ કવચ સજી તૈયાર થયા અને જયચંદ પાસે રજા માગવા ગયા. જયચંદ તેમને બખતર સજેલાં જોઈ બોલ્યો કે "રજા વગર ક્યાં જાઓ છો ?" આલ્હે મહોબે જવાની વાત કહી ત્યારે જયચંદ બોલ્યો કે "આટલા દિવસ મારો પગાર ખાઇ ખાઇ હવે ચંદેલની મદદમાં મરવા જાઓછો એ મને પરવડશે નહીં. હું બધાં નાવ બંધ કરી દઉછું અને તમને રજા આપતો નથી." એ સાંભળી આલ્હની આંખમાં લાલાઈ આવી ગઈ અને તે બોલ્યો, "જો તમારે અમને કેદ રાખવા હશે તો અમે પેહેલાં કનોજ લુંટશું અને પછી મહોબે જઇ યુદ્ધ કરશું." તેટલામાં જગનક ભાટે જયચંદના બિરદ ગાઇ પરમાલે લખેલી અરજી આપી તે વાંચી જયચંદે ખુશી થઇ આલ્હ અને ઉદલને સીખ આપી, તેમાં સાજ સીખે વીશ ઘોડા, બે હાથી, મોતીની માળા, હાથની જડાઉ પોંચીઓ અને બે જડાઉ કટારીઓ આપી તથા ક્ષત્રી ધર્મ બજાવી નામ કહાડવા હિમ્મત આપી, અને કુમક વાસ્તે લાખનસી કમધજ, રૂપસી મોરી, કેશવદાશ ચાલુકય, બોયથ તુંવર, દુદ જાદવ, કુંવરપાળ સુત્રવાર, સેંગરાય, તાલ્હનતેજ

૧ ધણી=ઉપરી.

પટ્ટાણુ અને પચાસ હજાર અસ્વાર આપ્યા. જગનક ભાટને સીખમાં એક હાથી, બે ઘોડા, વીસ હજારનું દ્રવ્ય અને બે ગામ અઘાટ લખી દીધાં. એ રીતે આલ્હ તથા ઉદલ ત્યાંથી રવાના થયા. પરમાલ ચંદેલને ખબર થતાં તે સામૈયું કરી રાણી સહિત સામો આવ્યો તેને આલ્હ અને ઉદલ જઇ પગે પડ્યા. રાજાએ તેઓને ઘણુંક આદરમાન આપ્યું અને ચાર પરગણાં યાવચ્ચંદ્રદિવાકરો લખી દીધાં, તથા બે હાથી, મોતીની માળા, હીરાની પોંચીઓ, જડાઉ શિરપેચ અને તેર ઘોડા સોનાના સામાન સીખે ભેટ આપી ફોજનો માલેક કરી રાજ્યનો સઘળો ભાર તેને સોંપ્યો. અને બીજે દિવસ મસલત કરી પૃથિરાજને આવતી કાલે તૈયાર રહેવા ચીઠી લખી.[1] નગારાંના અવાજો અને શરણાઇના સ્વરો થવા લાગ્યા, તથા બધા શૂરાઓ આનંદમાં ફરતા હતા. પૃથિરાજના લશ્કરમાં પણ એજ રીતની તૈયારીઓ થતી હતી. એ રીતે પૃથ્વી ઉપર શૂરાઓ વીરરસ જમાવી લડાઇની તૈયારી કરતા હતા તે વખતે સ્વર્ગમાં અપ્સરાઓ તેઓને વરવા વાસ્તે શૃંગાર રસ જમાવી મૃત્યુલોકમાં આવવા તૈયાર થતી હતીઓ ; જે વિષે કવી ચંદ નીચે મુજબ વર્ણન કરે છે :—

## ॥ छंद भुजंगी. ॥

इतें सूर न्हावे करे दान ध्यानं, उतें अप्सरा अंग मंजंत तानं ।
इतें टोप टंकार सीसं उतंगं, उतें अप्सरा कंचुकी पहरी अंगं ॥
इतें सूर मोजा वनावंत भाये, उतें अप्सरा नूपरं पहरि पाये ।
इतें सूर रागं वध्ने ताय तेगं, उतें अप्सरा चरनिया पहरि जंघ्रं ॥
इतें पाव पेचं समारंत सूरं, उतें सीसफूलं गुहावेत पूरं ।
इतें सूरमा पाव्रपं ज्ञलम डारे, उतें झुंड रंभा सु मांगं समारे ॥
इतें सूर सरवं खरे खग्ग मंजे, उतें अप्सरा अंजनं नेन अंजे ।
इतें सूर ढालं चलीवंध डारे, उतें अप्सरा श्रवण नाटक्क धारे ॥
इतें सूर दस दान हथ्थेसु कीये, उतें अप्सरा हथ्थ मेंदी सु दीये ।

1 યુરોપખંડના લ્યોઓર લડનારા આવી રીતે સબુરી પકડે ખરા !!!

इतें सूर कर केहरी नख्ख लीने, उतें अप्सरा कंकनं पान कीने ॥
इतें सूर बरछी लियेहे अन्यारी, उतें अप्सरा हाथ वरमाल धारी ।
इतें सूर तुलसीनकी माल नाई, उतें अप्सरा माल मोती बनाई ।
इतें सूर कर बान कब्बान नाई, उतें अप्सरा चमकि नेनं नचाई ॥
इतें तेग सावंत घीरे न लीये, उतें अप्सरा साज विमान कीये ।
कही कवी चंदं निरख्खी स सोउ, बरन्ने सुमाने परी सुर दोउ ॥

**ભાવાર્થ:**—અહીં (પૃથ્વીપર)શૂરાઓ નાહી ધોઇ દાન ધ્યાન કરે છે અને ત્યાં (સ્વર્ગમાં) અપ્સરાઓ પણ અંગ સાફ કરે છે; અહીં શૂરાઓ ટોપ અને બખતર પહેરે છે અને ત્યાં અપ્સરાઓ કંચુકી ધારણ કરે છે; શૂરાઓ મોજા અને અપ્સરાઓ નેપુર પગમાં પહેરે છે; શૂરાઓ ચોરણા તંગ કરી બાંધે છે અને અપ્સરાઓ ચરણીયા પહેરે છેઃ શૂરાઓ પાઘડીના પેંચ સમારે છે અને અપ્સરાઓ માથાં ઉપર શીશફૂલ (સોનાનું અથવા ફક્ત પુષ્પજ) ધારણ કરે છેઃ શૂરાઓએ પાઘડી ઉપર મોડો બાંધ્યા અને અપ્સરાના ટોળાંઓએ પોતાના માથાંના વાળના સેંથા પૂર્યાઃ શૂરાઓએ મૂછોને તા દીધા અને અપ્સરાઓએ આંખમાં અંજન કીધાંઃ શૂરાઓએ ઢાલ બાંધી અને અપ્સરાઓએ કાનમાં અકોટા પેહેર્યા; શૂરાઓએ હાથેથી દશ જાતનાં દાન કીધાં અને અપ્સરાઓએ હાથોને મેંદી લગાડીઃ શૂરાઓએ હાથમાં કેહરીનખ*લીધા અને અપ્સરાઓએ કંકણ પહેર્યાઃ શૂરાઓએ હાથમાં બરછી લીધી અને અપ્સરાઓએ હાથમાં વરમાળા લીધીઃ શૂરાઓએ તુલસીદલની માળા પહેરી અને અપ્સરાઓએ મોતીની માળાઓ પહેરીઃ શૂરાઓએ હાથમાં બાણ અને કબાન લીધાં અને અપ્સરાઓએ ચમકીને નેત્રોના ઈસારા કીધાઃ અહીં શૂરાઓએ ઘોડા તૈયાર કીધા અને ત્યાં અપ્સરાઓએ વિમાન તૈયાર કીધાંઃ કવિ ચંદ કહે છે કે એવી રીતે પરીઓ અને શૂરાઓ બેઉ તૈયાર થયાં.

એ રીતે પૃથ્વી ઉપર શૂરાઓ અને સ્વર્ગમાં અપ્સરાઓ તૈયાર થઇઓ. આલ્હ અને ઉદલ ઘેર જઈ એક ભાણામાં જમ્યા અને રાત્ર પડ્યે પોતપોતાની સ્ત્રીઓ બોલાવી ખુશીમાં રાત્ર કહાડી. પાછલી એક પોહોર રાત્ર રહી ત્યારે

* વાઘનખ જેનાથી શિવાજીએ અફજુલખાનનો જીવ લીધો હતો. તેવું હથિયાર પંજામાં પેહેરાય છે.

જાગીને સ્નાન ધ્યાન કરી દાન ધર્મ કીધાં અને કવચો સજી તૈયાર થયા ત્યારે તેઓની મા દેવળદે બોલી.—

देवल कहे सुनो सुत दोइय, लोंन* हलाल करो तुम होहिय ।
खावंद आगे सीस जु दीजे, निर्भय राज सुगरको लीजें ॥

ઉદલની સ્ત્રી બોલી "પ્રાણનાથ, આપ કંઇ ફિકર કરશો નહીં. આપના શરીરને કાંઇ આંચ લાગી તો હું આપની સાથેજ આવીશ. કહ્યું છે કેઃ—

पिया मरत त्रीया रहे, करे पुत्रकी आस ।
सो नारी फिरतो लियो, कुल रजपूत न तास ॥
पिया रणमांही मरे, नारी सती न होय ।
अगति जाय भटकत फिरे, कही गोरज्या सोय ॥

એવી રીતે તેઓની મા તથા સ્ત્રીની તરફથી રણમાં ઝુઝવા પુષ્ટિ મળી, અને તેઓ દરબારમાં ગયા ત્યાંથી પરમાલ રાજા, બ્રહ્માજીત કુંવર, તથા પચાસ હજાર પોતાનાં અને પચાસ હજાર જયચંદની મદદનાં માણસો લઇ નગારાંના ડંકા કરી પૃથિરાજ ઉપર ચડ્યા. અહીં પૃથિરાજ વીશ હજાર લશ્કરથી સામો ચડી આવ્યો તેના અગ્રભાગમાં ચંદ પુંડિર અને કન્હ ચહુવાણ હતા. કન્હનું તેજ જોઇ પરમાલ કંપી ગયો અને હાલ સુધી આલ્હ અને ઉદલના બળ ઉપર તેને ભરોસો હતો તે ઉડી ગયો તેથી નરમ ઘેંસ જેવો થઇ જઇ બોલ્યો "મારે પૃથિરાજ સામું યુદ્ધ કરવું નથી. અર્ધ દેશ, પચાસ લાખ દ્રવ્ય, અને એક કન્યા આપી હું પૃથિરાજને પગે પડી તેને પાછો વાળીશ." આલ્હ અને બ્રહ્માજીતને એ નપુંસકપણાના બોલો સાંભળી બહુજ માઠું લાગ્યું માટે તેઓ બોલ્યાઃ "આ ધડ ઉપર શીશ હશે ત્યાં સુધી સમાધાનીમાં મુલક અપાશે નહીં, મુવા પછી ગમે તે થાઓ. અહીંનું રાજ્ય જશે તો સ્વર્ગનું મળશે એમાં આપણે શું ખોટ છે ?" તોપણ પરમાલને તે વાત ગમી નહીં માટે તે મેહેલા અને ભોપતી ચુગલોને લઇ લશ્કરમાંથી નાસી કલંજરના કિલ્લામાં ભરાઇ બેઠો.

કન્હ ચહુઆણ ચંદેલના દળમાં ધસ્યો અને ખેતરમાં ખેડુ કાપણી વખતે કણસલાં કાપી નાખે તેમ સેનાનો સંહાર વાળવા માંડ્યો. લોહીની

* લૂણ=નીમક.

નદીઓ ચાલી તેમાં કેટલાંક મુડદાં તણાઇ જવા લાગ્યાં. ઘાયલોની બૂમો, તરવારના ખણખણાટો, શૂરાઓની હાકો ઇત્યાદિ પોકારોથી પૃથ્વી ગાજી રહી. કનોજના કુમકનો લાખનસી અને પૃથિરાજની તરફનો નિઢુરરાય એ બેઉ જયચંદના ભત્રીજા સામસામા અટકયા. બન્ને જણ એવા પટાબાજ હતા કે કોઇ કોઇને ગાંજી શકયો નહીં. ઘણીવાર થતાં અંત ન આવ્યો એટલે લાખનસીની મદદમાં તાલનખાં પઠાણ, રૂપસી મોરી, દુદ જાદવ, કુંવરપાળ ઈત્યાદિ આવ્યા, અને તેઓને જોઇ નિઢુરરાયની મદદમાં કન્હ, કયમાષ, સલખ, પંજૂન, પહાડ ઇત્યાદિ આવ્યા. અને મારો મારો એવા પોકારો કરી સામસામા અટકયા. તાલનખાંએ કન્હ ઉપર તલવારનો ઘા કીધો જેથી કન્હ ઘોડાસહિત ઘુમી ગયો, પણ તે વખતે તેણે એક ગદા ફેંકી જેથી તાલ્હનખાનું માથું ચકચુર થઇ જતાં તે પડ્યો. તે સાથે પાંચ સરદાર, બાર હજાર બીજું લશ્કર અને ત્રીસ હાથી પડ્યા. પૃથિરાજની તરફમાં પંજૂન કછવાહાને મૂર્છા આવી, પાંચ હાથી, એકસો ઘોડા અને પચાસ રજપૂતો પડ્યા. પણ તાલ્હનખાં પડતાં કનોજની ફોજનો પગ પાછો પડ્યો, જે જોઇ લાખનસી બોલ્યો "અરે નપુંસકો, રજપૂતનાં નામને એબ લગાડનારાંઓ તમે હવે વધારે વખત જીવવાની આશા રાખી સ્વર્ગનું અક્ષય સુખ ખોઇ બેસો છો ? ધિક્કાર છે તમને, અરે બેશરમો, તમને કાળું મ્હો લઇ કનોજમાં જતાં જરા પણ શરમ આવશે નહીં ? તમારી સ્ત્રીઓ તમને શું કહેશે ? કદાપિ તમારી સ્ત્રીઓ પણ તમ જેવી નિર્લજ્જ હશે તો આ સંસારના ક્ષણભંગુર સુખને વાસ્તે તમને જીવતા પાછા આવ્યા જોઇ ખુશી થશે પણ તેઓની સાહેલીઓ તેમને મેણાં દેશે કે તમારા ભરથારો તો રણમાંથી પીઠ દઇ આવ્યા છે ત્યારે તેઓને કેવું લાગશે ? આ વાતનો પલભર ખ્યાલ કરી જોશો તો તમને જીવવા કરતાં મરવામાં ફાયદો માલમ પડશે. પણ તે ખ્યાલ એક કોરે મૂકી દઇ જે પાછો હઠશે તેને હું મારે હાથે કાપી નાખી કનોજમાં જીવતા જવા નહીં દઊં એ નક્કી જાણજો." લાખનસીનું આવું બોલવું સાંભળી કનોજની ફોજ સામી ચઢી. લાખનસીએ ક્રોધમાં નિઢુરરાય ઉપર તલવાર ઠોકી જેથી તે સાતવાર ઘુમી ગયો. પણ પછી તેણે ગુણુજ કહાડી લાખનસીને ઠોકયો જેથી તેના માથાના હજાર કટકા થઇ ગયા તથા નિઢુરરાયને મૂર્છા આવી ગઇ. કન્હે ભગવાનસિંહના શીપમાં સાંગ મારી જેથી તે પડ્યો પણ કન્હ ઉપર બાણુ કંઠેરી, નારણદાસ અને નરબદ એ ત્રણ જણે ધસી આવી તેને ઘેરી લીધો. પણ કન્હે એ ત્રણે જણને પગ

પકડી પટકી નાખ્યા. બીજાઓને કોઇને સંજમરાયે, કોઇને ચામુંડરાયે, અને કોઇને ચંદ પુંડિરે પૂરા કીધા. એમ કનોજની પચાસે હજાર કુમક કામ આવી ગઇ અને ચંદેલની ફોજમાં પણ ઘણું નુકશાન થઇ ગયું, જે જોઇ આલ્હ અને ઉદલે કેસરીયાં કરી બ્રહ્માજીતને કહ્યું "તમારી ઉમ્મર વર્ષ ૧૬ની છે; જીવતો નર ભદ્રા પામશે; હાલ જીતવાની આશા ગઇ છે માટે તમે તમારા પિતા પાસે કલંજરના કિલ્લામાં જાઓ અને અમે હવે મારશું કાં મરશું તે સમાચાર સાંભળી યોગ્ય ભાસે તે કરજો." બ્રહ્માજીત કહે એમ મરવાથી બ્હીને નરકનો અધિકારી થવામાં હું ખુશી નથી. કહ્યું છે કે:—

राजा घर जात जु मरे, करे सुगरको भोग ।
दुनियामें जस विस्तरे, हसे न दुरिजन लोग ॥
जा घरतीकुं खायकें, मरे न जाते कोय ।
अंतकाळ नरकही परे, जुगमें अपजस होय ॥

માટે હું કદી ભાગનાર નથી અને તમે જોશો કે હું કેવા સપાટા બતાવું-છું. એમ કહી તેણે ક્રોધમાં ધસારો કીધો. હાથીયે હાથી, ઘોડે ઘોડા, રથે રથ, અને પાયદળે પાયદળ અટક્યાં જેથી દશ દિગ્પાળ ડોલવા લાગ્યા અને શેષનાગ પણ ભાર ઝીલી શક્યો નહીં એવું વિષમ યુદ્ધ થયું. એક સપાટામાં પાંચ હજાર પૃથિરાજનાં અને વીશ હજાર ચંદેલનાં માણસો કપાઇ ગયાં. સંજમરાય અને ઉદલ સામસામા થયા તેઓએ ગર્જનાથી રણભૂમિ ગજાવી મૂકી. જાણે નટ નાચતા હોય તેમ એક બીજા સામે પટ્ટાના ઘા કરવા લાગ્યા, ઉદલને હાથે સંજમરાયને એક તલવાર લાગી જેથી તેને મૂર્છા આવી ગઇ. થોડી વારે તે મૂર્છા ઉતરી જતાં ઉભો થવા ગયો તેટલામાં દેવકર્ણે તેના માથામાં ગદા મારી તથા શત્રુસાલે તીર ફેંક્યું જેથી તેનું માથું આખું ચીરાઇ જતાં તે ફરી જમીન ઉપર પડ્યો.

ઉદલે ત્યાંથી આવી કન્હને એક ઘાથી મૂર્છામાં નાંખ્યો, તથા બીજે ઘાએ પૂરો કરવામાં હતો તેટલામાં તો તેની મદદમાં કયમાપ આવી પહોંચ્યો, તેને પણ ઉદલે મૂર્છામાં નાંખ્યો, પણ તેટલામાં કન્હ પડિહાર ચડી આવ્યો તે સાથે પણ ઉદલે ઝપાટા લેવા માંડ્યા, પણ એકનું ઔષધ બે; કન્હ અને કયમાપને મૂર્છા ઉતરતાં તેઓ પણ ઉદલ ઉપર તૂટ્યા અને ત્રણે મળીને તેનું

મસ્તક ધડથી જુદું કરી નાંખ્યું. મસ્તક પડતાં ધડ ઝૂઝવી માંડયું જેણે પૃથિરાજના એક હજાર યોદ્ધાઓનો સંહાર કરી નાંખ્યો. ચંદ બારોટ પૃથિરાની તરફનો લખનાર હતો, પણ તેણે આ વખતે ઉદલની બહુ તારીફ કરી લખ્યું છે કે,

तीनुं मिलके मारियो, रण जसरास कुमार ।
मारे भर पृथिराजके, शिर बिन एक हजार ॥

ઉદલ રણમાં પડ્યો જોઈ આલ્હનો ક્રોધ સમાયો નહીં, માટે તેણે હનુમાન વીરનો નિદ્રાપ્રયોગ સાધી પૃથિરાજનાં લશ્કરમાં એક બાણ ફેંક્યું જેથી કયમાષ, કન્હ, ચંડ પુંડિર, પંજૂન કછવાહો, જેત પવાર, સલખ પવાર, તુંવર પહાડ, ભોંહો ચંદેલ, પીપ પડિહાર, ટાંક ચાટો, ધીર પુંડિર, ખેતો ખેંગાર એટલા સામંતો નિદ્રાવશ થઇ ગયા, જેથી કેટલાક યોદ્ધાઓ કપાઇ ગયા અને કેટલાક નાસી નાસી પૃથિરાજની સોડમાં ભરાયા. પૃથિરાજ ગભરાયો અને આ અદ્ભુત બનાવના કારણવિષે ચંદને પૂછ્યું. ચંદ કહે, આલ્હને ગોરખનાથે નિદ્રાપ્રયોગ શિખવેલો છે તે એણે આ વખતે સાધ્યો છે. પૃથિરાજ કહે, "આલ્હને ગોરખનાથ કેમ મળ્યા તથા મંત્ર કેમ આપ્યો તે કહે." ચંદ કહે "એક વખત આલ્હ શિકાર ઉપર ગયેલો ત્યાં રસ્તો ચૂકી જતાં એક ડુંગર ઉપર નીકળી ગયો ત્યાં ગોરખનાથજી બેઠા હતા તેમને પોતાને ઘેર તેડી લાવી બાર મહિના સુધી બહુ સેવા કીધી ત્યારે ગોરખનાથે તેનો દેહ અમર કર્યો તથા એ મંત્ર આપ્યો. આલ્હે ગોરખનાથ સાથે જવા પોતાની ઇચ્છા જણાવી, પણ નાથ કહે ઉદલ જીવે ત્યાં સુધી તું જગતમાં રહે પછી મારૂં ધ્યાન ધરજે એટલે હું દર્શન દઇ તને તેડી જઇશ."

પૃથિરાજ કહે "એમ હોય તો આપણે આલ્હ સાથે જીતશુંજ નહીં." ચંદ કહે "એ પ્રયોગસામો આપણે પણ પ્રયોગ કરવો પડશે અને સદાશિવના વરદાઇ આતતાઇ શિવાય આલ્હને કોઇ પૂરો પડશે નહીં માટે આતતાઇને સામો કરો" એમ કહી તેણે દેવીની આરાધના કરી જેથી કાલિકા ચીસ કરતી રણમાં હાજર થઇ. એ ચીસના અવાજથી બધાની નિદ્રા ઉડી ગઇ, અને લડાઇ શરૂ થઇ. સામેથી કેશવદાસ આવ્યો તેને કન્હે ઉઠાવી લીધો, એટલે જગનક ભાટે આવી કન્હને ગદા મારી જેથી કન્હ મૂર્છા ખાઇ ધરણીએ ઢળી પડ્યો. ભાટને કયમાષે તલવાર મારી જેથી તે ઘૂમી ગયો પણ તેણે કય-

માપને સાંગ હોકી. ફરી કયમાપે તેને બીજી તલવાર મારી જેથી એનું માથું ઉડી ગયું અને ધડ ઝૂઝ્યું તે પૃથિરાજનો એક હાથી તથા એક હજાર માણસ મારી નાંખીને પડ્યું. આતતાઇ અને આલ્હ સામસામા થયા તેમાં પરસ્પરે ઘણાક પ્રહારો કરવાથી એક દાવમાં બેઉ જણ મૂર્છા ખાઇ પડ્યા. આલ્હને મૂર્છામાં પડેલો જોઇને ચંદે પૃથિરાજને કહ્યું કે હવે બ્રહ્માજીતને જલદીથી મારો, નહીં તો આલ્હ મૂર્છામાંથી ઉઠ્યા કેડે તમથી કાંઇ થશે નહીં. એ ઉપરથી પૃથિરાજે આલ્હ ઉપર બાણ ફેંક્યું, તે બચાવી બ્રહ્માજીતે તેના ઉપર ધસી આવી ઘણાક હાથ કીધા પણ આખર એક ઘાથી તેનું માથું ધડથી જુદું થઇ ગયું, પણ મરતે મરતે તેણે પૃથિરાજના ખભા ઉપર જનોઇ વઢનો એવો ઘા કીધો કે જેથી તે અચેત થઇ મુડદાંઓના ઢગલા સાથે પડ્યો. એટલામાં આલ્હને મૂર્છા ઉતરી એટલે ફરી તેણે ગોરખનાથનું ધ્યાન કરી નિદ્રાપ્રયોગ ફેલાવ્યો જેથી ઘણાક સામંતો નિદ્રાવશ થઇ ગયા, પણ ચંદ ભાટ અને રામગુરૂ પ્રોહીતે તેને ઘેર્યો. અલ્હે ઇંદ્રનો મંત્ર જપી રામગુરૂ ઉપર તલવારનો ઘા કીધો પણ તે હાથી આડો દઇ છૂટી ગયો. એટલે આલ્હે અગ્નિબાણ નાંખ્યું તે સામે રામગુરૂએ જળબાણ નાંખ્યું. એમ ઘણીક બાથમબાથા થવાથી ત્રણે જણ થાક્યા એટલે ચંદ ભાટે દેવીનું ધ્યાન ધરતાં દેવીએ સિંહવાહિનીના રૂપમાં દર્શન દીધાં. આલ્હે ગોરખનાથનું ધ્યાન કરતાં તે પણ પ્રગટ થયા. નાથે આલ્હને કહ્યું કે એ બ્રાહ્મણ અને ભાટ જીત્યા જશે નહીં. તેં ખૂબ ક્ષત્રીવટ રાખી, હવે મારાં વચનથી તારી દેહ અમર કરી લઇ મારી સાથે ચાલ. એ સાંભળી આલ્હ હથિયાર ફેંકી ગોરખનાથ સાથે ચાલી નીકળ્યો.

પૃથિરાજ પૂરે ઘાયે મુડદાંના ઢગલા સાથે પડ્યો હતો, તેનાં શરીર ઉપર એક ગીધણી આવી આંખ કહાડવા લાગી પણ પૃથિરાજમાં તેને ઉડાડવાનું સામર્થ્ય ન હતું, પરંતુ તેની પાસે સંજમરાય પડ્યો હતો તે એ બનાવ જોઇ પોતાનાં શરીરમાંથી માંસ કાપી ગીધણી તરફ ફેંકવા લાગ્યો; ગીધણીએ તે માંસની લાલચમાં રાજાની આંખ કહાડવી છોડી દીધી, તેટલામાં તો ચંદ ભાટ, રામગુરૂ ઇત્યાદિ આવી પહોંચ્યા, જેણે રાજાને સમાલી લઇ મલમપટી બાંધી. સંજમરાયે મરતે મરતે પણ રાજાની આંખ બચાવી એ કાંઇ એનું પુણ્ય થોડું ન હતું માટે એના બદલામાં તેને વાસ્તે એક વિમાન આવ્યું જે તેને સદેહે વૈકુંઠમાં લઇ ગયું.

ચામુંડરાય કલંજર ઉપર ચડી ગયો તે પરમાલને પકડી લાવ્યો તથા

સાત કરોડની લૂંટ લાવી રાજા આગળ હાજર કીધી. હવે ચામુંડરાય, ચંદ અને રામગુરૂએ મળી રણક્ષેત્રમાં કોણ કોણ મુવા અને કોણ બચ્યા તેનો હિસાબ કહાડવા માંડ્યો, તો સંજમરાય તો સદેહેજ વૈકુંઠ પહોંચ્યા હતા, બાકી કયમાષ, કન્હ, પંજાૂન, જેત, નરસંગ, જામ, નિડુરરાય, પહાડ, ચંદ પુંડિર, ધીર પુંડિર, ખેતો ખેંગાર અને ગંભીર હાડો એટલા રણમાં અચેત પડ્યા હતા તેઓને રામગુરૂ અને ચંદે સંજીવની મંત્ર ભણી પાણી છાંટી ઉભા કીધા. પરમાલને દંડી છોડી દીધો અને મોહોબામાં પંજૂન કછવાહાને થાણે બેસારી પૃથિરાજ બાકી બચેલાં લશ્કર સહિત દિલ્હી વળી આવ્યો.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## રાજસૂય યજ્ઞકથા.

વાંચનારાઓએ ગયાં પ્રકરણોમાં પૃથિરાજનાં પરાક્રમો વાંચ્યાં જેથી પલભર તેઓએ મનમાં એમ નક્કી કીધું હશે કે એ સમયમાં ભરતખંડને વિષે દિલ્હી જેવું શેહેર અને પૃથિરાજની બરોબરીનો કોઇ રાજા હશે નહીં. પણ ના. શેર ઉપર સવાશેર હમેશાં હોય છે. તે વખતે ભરતખંડમાં સર્વોપરી શેહેર કનોજ હતું અને જયચંદ રાઠોડની બરોબરી કરનાર કોઇ રાજા ન હતો. ટાટ સાહેબ લખે છે કે કનોજની આસપાસનો કિલ્લો ત્રીશથી વધારે માઇલના ઘેરાવામાં હતો, તેની વસ્તી હાલ લંડનની છે તેના કરતાં પણ અધિક હતી. પ્રમાણમાં માત્ર એટલુંજ કહેવું બસ છે કે ત્રીશ હજાર

તો ફક્ત તંબોળીઓની દુકાનો હતી અને તેનાં અસંખ્યાત દળ ઉપરથી તે રાજાનું નામ "દળપાંગળો" પડ્યું હતું, જેનો અર્થ એ થાય છે કે એનું દળ (લશ્કર) પાંગળું હતું એટલે કે તેની મોટી સંખ્યાને લીધે તેને ચાલતાં ચાલતાં પોતાનીજ અડચણથી અટકી રહેવું પડતું હતું ચંદ ભાટ એ લશ્કર એંસી લાખનું બતાવે છે અને કહે છે કે એ દરકૂચ મંજલ કરતું એટલે કે પાછળનો ભાગ હજી ચાલ્યો નથી એટલામાં તો આગળનો ભાગ ઠેરવેલે મેલાણે જઇ પહોંચતો હતો.

આ જયચંદે એક દિવસ પોતાનાં બળ અને સમૃદ્ધિનો ખ્યાલ કીધો તો પોતાને યુધિષ્ટિર અને રામચંદ્રજી જેવો બળવાન જાણ્યો, અને જ્યારે એવડો બળવાન ત્યારે તેઓની માફક રાજસૂય યજ્ઞ કરી દુનિયામાં નામ રાખવાનું અભિમાન તેના મગજમાં ભરાયું, માટે દેશોદેશના છત્રપતિઓને સામ, દંડ અને ભયથી વશ કીધા, તથા એક લાખ ભાર સોનું, સાઠ ભાર મોતી, એક કરોડ ભાર રૂપું, બીજી ધાતુઓ તો હિસાબ વગરની અને ધૂપ તથા સુગંધીઓના તો ડુંગરો ખડા કરી દીધા. એ રીતે સર્વ સામગ્રીઓ તૈયાર કરાવી યજ્ઞનો આરંભ કીધો. મારે આ જગોએ કહેવું જોઇએ કે જ્યારે કોઇ રાજા આ યજ્ઞ કરે છે ત્યારે બહુજ પ્રૌઢ ક્રિયાઓ કરવામાં આવે-છે, અને તે નિર્વિઘ્ને પાર ઉતરે છે તો તે રાજા ચક્રવર્તિનું પદ ધારણ કરે-છે. પરંતુ એકાએક વખતે આમાંથી માઠાં પરિણામો નીપજ્યાં છે. એ ક્રિયામાં રસોડાનાં વાસણ માંજનાર સુધીની દરેક નોકરીમાં રાજપુરૂષો જોઇએ. પાંડવો પછી ભરતખંડ ઉપર ઘણા રાજાઓ થઇ ગયા પણ કોઇએ આ માન મેળવવાનો યત્ન કીધો ન હતો. વિક્રમ રાજાએ પોતાનો શક ચાલુ કર્યો તોપણ આ રાઠોડ રાજાએ જે કામ ઉઠાવ્યું તેનો યત્ન કરવાની પણ તેની હિમ્મત ચાલી ન હતી.

જયચંદે આ યજ્ઞ સાથે પોતાની એકની એક કન્યા સંયોગતાના સ્વયંવરની પણ તૈયારીઓ કરી સર્વે દેશોના છત્રપતિઓને આમંત્રણો મોકલ્યાં. જયચંદના પ્રધાન સુમતિએ કહ્યું કે આ કળિયુગ એ યજ્ઞ કરવા યોગ્ય નથી. કીર્તિ મેળવવી હોય તો બીજા રસ્તા ઘણા છે. પણ તેને મદાંધ જયચંદે તરછોડી નાંખી કહ્યું કે તું તો લોભને વશ થઈ એવા નબળા બોલ બોલે છે, મારે તો એ કામ નક્કી કરવું છે. જયચંદના ફરમાન મુજબ

ભરતખંડના સર્વે રાજાઓ હાજર થયા તેઓને મોતીનો હાર પરોવી ગળામાં પહેરે તે મુજબ કનોજમાં હાજર થયા જોઇ જયચંદ રાઠોડે તેઓને ઇજત પ્રમાણે જુદાં જુદાં કામો સોંપ્યાં. પણ બે મોતી અણવીંધ્યાં રહી ગયાં જે એ હારમાં પરોવાયાં નહીં. આ મોતી ચહુવાણ પૃથિરાજ અને રાવળ સમરસિંહ હતા. એ હાજર થયા નહીં. માટે જયચંદે ગુસ્સે થઇ તેઓના ઉપર દૂતો મોકલ્યા. એક દૂત સાથે પૃથિરાજને તેણે કહેવડાવ્યું કે તું નોકરીમાં અસમર્થ છે તો જમીન શાની ખાય છે? તું એક ફરમાનથી હાજર થયો હતે તો તારે વાસ્તે સારી નોકરી ટેવી હતી પણ હવે દ્વારપાળની ટેવી છે માટે જલદી ચાલ અને હાથમાં છડી લઇ દ્વારપાળની નોકરી ઉપર હાજર થા.

દૂત દિલ્લી આવી પૃથિરાજની સભામાં એજ બોલો બોલ્યો કે પૃથિરાજની આંખો લાલચોળ થઇ ગઇ. પણ પોતાના ગુરૂજનોના દબાણથી તે કાંઇ બોલ્યો નહીં. સભા બધી સ્તબ્ધ થઇ ગઇ. ગોયંદરાય ગેહેલો તે રાજાના ચેહરા ઉપરથી જાણી લીધું કે તેને રોકડો જવાબ દેવા મરજી છે માટે તેણે દૂતને જવાબ આપ્યો કે અરે આજ કળિયુગમાં યજ્ઞ કોણ કરે છે? સતયુગમાં બળી રાજાએ કીધો કે જેણે કીર્ત્તિ વાસ્તે ત્રણ લોકનું દાન દીધું; ત્રેતામાં રામચંદ્રજીએ કીધો કે જેને ઘેર કુબેરે સોનાની વૃષ્ટિ કરી હતી; દ્વાપરમાં રાજા યુધિષ્ઠિરે કીધો કે જેને અર્જુન જેવા ભાઇ અને શ્રી કૃષ્ણ જેવા સખા હતા. પણ તારા રાજાને એવડું શું છે કે પોતાના દળ અને દ્રવ્યમાં છકી જઇ દેવતા જેવા બોલો બોલે છે? તે જાણે છે કે પૃથ્વિમાં કોઇ ક્ષત્રી નથી, પણ નિર્બિજ પૃથ્વી કયારે પણ હોતી નથી એ નક્કી જાણજે. અમે જંગલમાં અને કાલિંદીને તટે રહેનારા છીએ તે તારા રાજાને ઓળખતાએ નથી, પણ તેને ખબર નથી કે દિલ્લીપતિ ચહુવાણ કે જેણે કેટલીકવાર તો બાદશાહને બાંધી છોડી દીધો અને ભોળા ભીમ જેવાને પણ ભાંગી નાખ્યો તેનાં ધડ ઉપર માથું છતાં ચહુવાણ સિવાય કોણ યજ્ઞ કરી શકે એમ છે?

સિંહરૂપી સભા જોઇ દૂત તો ગામડીઆઓની સભામાંથી વિદ્વાન મદદરથી ચાલી નીકળે તેમ ચાલી નીકળ્યો અને ઢીલે મોઢે જયચંદને જઇ સમાચાર કહ્યા. તે સાંભળી જયચંદના ચેહરા ઉપર લોહી ઉભરાઇ આવ્યું. તે રાતી આંખોથી હોઠ દાંત વચ્ચે દાબી સભા વચમાં બોલ્યો કે,

અરે પૃથિરાજ એવડો બધો શાનો મગજમાં પવન રાખે છે! જલદી જઇ તેને પકડી લાવો. તરત તેના ભાઇ બાલુકરાયે ઉઠી સલામ કીધી અને પૃથિરાજને પકડી લાવવા બીડું ઉઠાવ્યું. જયચંદે તેની સાથે ખુરશાનખાન અને બંદાતમીર નામના જમાદારો અને સાઠ હજાર લશ્કર આપ્યું. પણ યજ્ઞનો દિવસ તો નજદીક આવ્યો અને તેને પકડી લાવતાં મુહૂર્ત્ત વહી જશે માટે એક સોનાની પ્રતિમા બનાવી તેના હાથમાં સોનાની છડી આપી તેનું નામ પૃથિરાજ રાખ્યું અને દરવાનને ઠેકાણે ખડો કીધો.

બાલુકરાય ચડી ગયો તે ખોખંદ નગરમાં પૃથિરાજનો રસ્તો રોકી બેઠો કે પૃથિરાજ યજ્ઞ બગાડવા અહીંથી જશે તો તેને પકડી લેઇશ. સોનાની પ્રતિમા કરી તેને છડીદારને ઠેકાણે ખડો કીધો છે તથા બાલુકરાય ખોખંદ નગરમાં રસ્તો રોકી બેઠો છે એ વાત પૃથિરાજને કાને પડતાં તેનું માથું ફર્યું. તેણે સામંતોની સભા ભરી જયચંદને એ કામની શિક્ષા કરવા શું ઇલાજ લેવો એ સવાલ પૂછયો અને કહ્યું કે "મારૂં અભિમાન અને આબરૂ તો તમારાં શિરો ઉપર છે. મેં એવડા મોટા બોલો કહાડી બળીયાસાથે બાથ ભીડી છે તે ફક્ત તમારા ભરોંસા ઉપરજ, માટે હવે તે વિશે સહુસહુની અક્કલ મુજબ સલાહ આપો."

ગોયંદરાય ગેહેલોત અને કન્હ ચહુવાણ બોલ્યા કે "ચડાઇ કરી કનોજ તોડો." જામ જાદવ બોલ્યો કે "એકદમ કનોજ તોડવી સહેલી વાત નથી માટે એનાં પરગણાં મારી રાડ બોલાવો." ચંદ પુંડિર બોલ્યો કે "કયમાષ દાહીમાને પુછો, એની સલાહથી આપણે આગળ પણ મોટાં મોટાં કામો કીધાં છે." પૃથિરાજે કયમાષ સામું જોયું એટલે તે બોલ્યો કે "ક્ષત્રીપુત્રનાં મોંમાંથી વચન નીકળ્યું તે પળે નહીં તો તેને વાસ્તે મોટી શરમની વાત છે, પણ એ વચન પાળવા સારૂ પતંગીઆની માફક દીવામાં પડી બળી મરવું એવી સલાહ મને પસંદ નથી. જયચંદ પાસે એંશી લાખનું લશ્કર છે એટલુંજ નહીં પણ એની નોકરીમાં હાલ ભરતખંડના તમામ રાજાઓ હાજર થયા છે, તે ઉપર ચડી જઇ આપણે મૂઠીભર માણસો ફતેહ મેળવીએ એવી આશા રાખવી ફોકટ છે. અને જ્યારે ફતેહ ન મેળવીએ ત્યારે માર્યા જઇએ કે પકડાઇ જઇએ. અને તેમ થાય તો દુશ્મનની કીર્તિમાં ઓર બી વધારો કરવાનું કારણ બનીએ. માટે હું કહું તેમ કરો તો "એક પંથ દો કાજ" જેવું કામ થાય. રાજસૂય યજ્ઞ વખતે બ્રા-

ભણે મૃત્યુંજય મંત્ર જપે છે જેના પ્રતાપથી રાજાની નવાઇમાં યજ્ઞની પૂર્ણાહુતી સુધી કોઇ પશુ સરખું પણ મરતું નથી. દૈવયોગે કોઇ જીવનું મૃત્યું થયું તો તેનું પ્રાયશ્ચિત રાજાને કરવું પડે છે એ વાત તમે સર્વે જાણો છો. વળી તમને ખબર છે કે એવું કાંઈ કામ આપણે જઈ જયચંદની નવાઇમાં કરી ન શકીયે માટે બાલુકારાય ખોખંદ નગરમાં રસ્તો રોકી બેઠો છે તો મારી સલાહ એ છે કે બાલુકારાય સાઠ હજાર લશ્કરથી પડેલો છે તેને આપણે પૂરા પડી શકીશું, માટે તે ઉપર જઇ તેને કાપી નાંખવો. આપણા પતિના મોંમાંથી યજ્ઞ કરવા ન દેવો એવો બોલ નીકળ્યો છે તો બાલુકારાય સગો ભાઇ માર્યો ગયાથી યજ્ઞ ભંગ થયો અને આપણું વચન પળ્યું.” આ સલાહ રાજાને તથા આખી સભાને પસંદ પડી અને ખોખંદ નગર ઉપર ચડી જવાનાં વાજાં વાગ્યાં, તથા સત્તર હજાર લશ્કર ચડયું. જોગણીઓએ આશિર્વાદ દીધો. ગીધો અને સમળાઓ આદિ માંસાહારી પક્ષીઓ ખુશી થયાં, મહાદેવ અને કાળિકાને વધામણી પહોંચી અને અપ્સરાઓ વર વરવા તૈયાર થઇઓ. બાલુકારાય બત્રીશ હજાર લશ્કરથી પૃથિરાજને સામે આવ્યો. ઘોડે ઘોડા, હાથીએ હાથી, અને પાયદલે પાયદલ સામસામે અટક્યાં, અને કાપાકાપી ચાલી. ઘણા યોદ્ધાઓ કપાતાં બાલુકારાય તલવાર ખેંચી કન્હ ઉપર દોડ્યો પણ કન્હે તેની સામી બરછી ફેંકી જે તેને આરપાર વીંધી જતાં તે પડ્યો. લડાઇમાં બાલુકારાયના પાંચ હજાર અને પૃથિરાજના સાતસો યોદ્ધાઓ પડ્યા. અને પૃથિરાજ ફતેહ કરી દિલ્લી વળી આવ્યો.

બાલુકારાયના વધના સમાચાર કનોજ પહોંચતાં જયચંદની દિલગિરીનો પાર રહ્યો નહીં. ભાઇ મરતાં યજ્ઞનો ભંગ થયો, પણ પોતાની દીકરીનો સ્વયંવર નિર્વિઘ્ને પાર ઉતરે તોપણ તેને કંઇક સંતોષ પામવા જેવું હતું. એ દીકરી આગળ અપ્સરા હતી તે એક ઋષિને છળવા જતાં તેને શ્રાપ મળ્યો હતો કે “તું પૃથ્વીનો ભાર ઉતારવા જયચંદને ઘેર જન્મ લે, તું પરણીશ ત્યારે તારા પતિ અને પિતા બેઉનાં કુળનો નાશ થશે.” જયચંદનો વિચાર તેને કેહર કંઠીર સાથે પરણાવવાનો હતો પણ ઋષિનો શ્રાપ અફળ કેમ જાય? જો કેહર કંઠીર સાથે સંયોગતા પરણે તો તો રીઝ રાખીપે વિવાહ થઇ જાય માટે સંયોગતાનું દિલ કેહર કંઠીરમાં લાગ્યું નહીં. અને જ્યારે પિતા પુત્રીના મતમાં ભેદ પડ્યો ત્યારે સંયોગતા કોને ઇચ્છે છે

તે જાણવા સહુ આતુર હતાં, તેમાં તેની સખીઓ વધારે આતુર હોય એ તો સ્વાભાવિકજ છે માટે તેઓ કુંવરીના પેટમાંથી વાત કહાડવા તેને કેટલેક પ્રકારે વિરહ વેદના વધારતી હતીઓ. આ વખતે વસંતઋતુ હતી માટે એક સખીએ સંયોગતા પાસે વસંતનું નીચે મુજબ વર્ણન કીધું.

## छंद पद्धरी.

मधु लही मधुपहि रितुराज मंत । परस्पर प्रेमसुं पियति कंत ॥
लुंटहंति भौंर सुगंध वास । मिलि चंद कुंद फुल्यो अकास ॥
वन वग्ग मग्ग हलि अंब मोर । शिर ढरहि जानुं मनमथ्थ चौंर ॥
चालि सीत मंद सुगंध वात । पावक मनो विरहनि निपात ॥
कुहु कुहु करंत कलयंति जोट । दल मिलहि जानु अनंग कोट ॥
तर पलव पलुह रत नील हल्लि । चल्लहि जानु मनमथ्थ पील ॥
उखलही कली चंपक समीप । प्रजरही प्रगट कंदर्प दीप ॥
करवत ककूत केतुकी सुकत्ति । विरहंत रत्ति विछुरंत छत्ति ॥
पारिरंभ अनिल कदलीक पान । सिर धुनहि सरस सुनि जाति तान ॥
झंकलि झमूर अभिराम रम्य । नन करहि पियु परदेश गम्म ॥
फुल्लिग पलास तजि पत्त रत्त । रणरंग शिशिर जीत्यो वसंत ॥

**ભાવાર્થઃ**—કંથ અને કામની પરસ્પર પ્રેમથી અધરપાન કરે છે તેમ ભમરાઓ પુષ્પમાં મધ ચૂસે છે તથા સુગંધ લૂંટે છે. કમળ ચંદ્રને દેખી પ્રફુલ્લિત થાય છે; વન વગડામાં આંબામોર લટકે છે તે જાણે કામદેવ ઉપર ચમર ઢળે છે; શીત મંદ અને સુગંધી પવન વાય છે તે વિરહિણીને અગ્નિ સમાન બાળું બાળું કરે છે; કોકિલાદિ પક્ષીઓ ગાન કરે છે તે જાણે કામદેવનું કોડેક લશ્કર ચડયું હોય નહીં? વૃક્ષનાં પત્રો રાતાં અને લીલાં હાલે છે તે કામદેવની સેનાના હાથીની માફક ચાલે છે; ચંપાની કળીઓ ખીલી છે તે કામદેવના દીવાઓ જાગ્યા છે; કેતકીનાં પત્રો કરવતવાળાં નીકળ્યાં છે તે વિરહિણીની છાતિને વેરી નાંખવા સારૂ છે; કેળનાં

પાનો ધીમે ધીમે હાલે છે તે પિયુનું પરદેશ જવું સાંભળી માથું હલાવી હલાવી કહે છે "પિયુ પરદેશ ગમન કરશોમાં" અને પાનખર ઋતુ જવાથી નવ પલ્લવો રાતા રંગનાં થયાં છે તે જાણે વસંતે રણસંગ્રામમાં શિશિર ઋતુને જીતીને રણરંગ બાંધ્યો છે.

આ વર્ણન સાંભળી સંયોગતાની છાતીમાં વિરહાનળ બળતો હતો તેમાં ઘી હોમાયાથી લાજ તથા ધીરજનો નાશ થઇ ગયો અને એકદમ બોલી ગઇ કે "મારે વાસ્તે તો આ યજ્ઞમંડપમાં સોનાનું પૂતળું ખડું છે તેમાં જીવ આવશે ત્યારે એ પીડા મટશે, માટે ત્યાં સૂધી મારી પાસે એવી બળતામાં ઘી હોમવા જેવી વાત કરશો નહીં."

સંયોગતાનું પૃથિરાજ તરફ દિલ છે એ વાત સખીઓ જાણી ગઇઓ, અને કાને કાને વાત જતાં જયચંદ સૂધી એ વાત પહોંચી. માટે તેણે ઘણો શોક કીધો અને પુત્રીને સમજાવવા દૂતીઓ મોકલીઓ, તેઓ તેના મનની વાત કહડાવવા યુક્તિથી બોલવા લાગીઓ.

**દૂતી:**—અહો રાજપુત્રી ! તારા જેવી આજ નસીબદાર કોણ છે કે જેને જયચંદ જેવો પિતા છે તથા કેહર કંઠીર જેવો પતિ પ્રાપ્ત થશે.

**કન્યા:**—તમને એવડું બધું લાંબું ટુંકું બોલી જવા કોણેં અધિકાર આપ્યો છે ? મારે કોણ સાથે પરણવું એ કામ તમારા હાથમાં છે શું ?

**દૂતી:**—કુંવરી સાહેબ, એવડાં સાનાં તપી જાઓ છો. અમારા હાથમાં નહીં પણ તમારા પિતાના હાથમાંતો છે ?

**કન્યા:**—નહીં નહીં. પિતાજીએ એ કામ પોતાના હાથમાં રાખવું હતું તો સ્વયંવર મંડપ રચવાની શી જરૂર હતી ?

**દૂતી:** —ત્યારે શું લોકોમાં વાત ચાલે છે કે તમારૂં દિલ પૃથિરાજ તરફ છે એ વાત ખરી કે ?

**કન્યા:**—ગમે તેમ હો, તે પૂછવા તમારો અધિકાર નથી.

**દૂતી:**—એતો ખરૂં પણ અમારે તમારી હિતેચ્છુઓ દાખલ સલાહ આપવી યોગ્યછે કે કેહર કંઠીર નહીં તો સ્વવંવર મંડપમાં તમારા રૂપ અને કુળમાં બરોબરીઆ ઘણાક રાજકુંવરો એકઠા થયાછે તેમાંથી કોઇને પસંદ કરો, પણ પૃથિરાજ કે જેણે તમારા પિતાનો યજ્ઞ બગાડી કાકાનો વધ કીધો તે વિષેનો વિચાર છોડી દો તો સારૂં.

**સંયોગતાઃ**—યજ્ઞભંગ કે કાકાના વધ સામું જોવામાં મારો સ્વાર્થ નથી. મારો સ્વાર્થ તો મારા બરાબર રૂપ અને પરાક્રમવાળો જોડી ગોતવામાં છે.

**દૂતીઃ**—બરાબર. રૂપ અને પરાક્રમમાંતો એના જેવા ઘણાક રાજા અને રાજકુંવરો બતાવીએ.

**કન્યાઃ**—તમારા મનથી તો ઘણાએ હશે પણ મારા પિતાએ કલિવર્જિત યજ્ઞ આરંભ્યો તેમાં બકરાંના ધણની માફક દોરાઈ આવ્યા ત્યારથીજ મેં તો તેઓનું પરાક્રમ જોઇ લીધું છે.

**દૂતીઃ**—પણ પૃથિરાજે તમારા પિતા સામી કમ્મર બાંધી છે અને તમારા પિતાનું બળ તો તમે જાણો છો કે તે મનપર લેશે તો પલવારમાં તેને બાંધી કેદ કરી લાવશે કે વધ કરી નાંખશે ત્યારે તમારા શા હાલ થશે?

**કન્યાઃ**—એ સિંહ પકડાય એવો નથી અને દૈવયોગે મારો પિતા તેનો વધ કરી શકશે તો મારૂં અંતઃકરણ તેના તરફ નિર્મળ છે માટે મને સત ચડશે અને હું કુંવારેજ સતી થઇ જગતમાં જશ કમાઇ જઇ સ્વર્ગની પ્રાપ્તી પામીશ. બીજી બધી બાબતમાં હું મારા મોટેરાંઓને માન આપુંછું પણ આ બાબતમાં તો એમ છે કેઃ—

श्लोक.

नमो राजन संवादे नमो गुरुजन आगरं ।
वरमेकं स्वयं देहि सर्वथा पृथिराजयो ॥

આ છેલા બોલો સાંભળી દૂતીઓ પોતાનું કંઇ ચાલશે નહીં એમ માની ચાલી નીકળીઓ અને જયચંદને જઈ કહ્યું કે "એ તલમાં તેલ નથી માટે બંદોબસ્ત નહીં રાખો તો આબરૂ જતી રેહેશે." જયચંદે લમણે હાથ દઇ કેટલોક વખત વિચાર કરી "दुहिता भली न एक"* એ વચન જોડનાર ઉપર આફ્રીન કીધી અને સંયોગતાને ગંગાકિનારે એક મેહેલ હતો તેમાં કેદ રાખી.

---

*चलनो भलो न कोशको, दुहिता भली न एक;
मंगनो भलो न बापको, जो प्रभु राखे टेक.

# પ્રકરણ ૭ મું.

“ઊગે તે આથમે અને જન્મે તે મરે” આ ઇશ્વરી નિયમ પ્રમાણે ભરતખંડમાં હિંદુ રાજાઓનો સૂર્ય પૂર્ણ કળાથી પ્રકાશમાન હતો તેને લટકવાનાં અને સંપૂર્ણ યુવાવસ્થાનાં શરીરમાં વૃદ્ધાવસ્થા પ્રવેશ કરે; તેની નિશાની દાખલ એક બે ધોળા વાળ દેખાય એવાં કાંઇ કાંઇક ચિન્હો આપણે ગયાં પ્રકરણમાં જયચંદ અને પૃથિરાજ વચ્ચે ઉઠેલા અણબનાવથી જોયાં તેમાં વધારા દાખલ આ પ્રકરણમાં મારે ચામુંડરાયની કેદ અને કયમાષનાં મરણની હકીકત દર્શાવવી છે. ચામુંડરાયનાં પરાક્રમો વાંચનારથી છાનાં નથી અને કયમાષ કેવો હતો:—

छप्पय.

जिंहि कयमाष सुमंत, खोदि खट्टुव धन कढ्यो ;
जिंहि कयमाष सुमंत, राज चहुवानइ चढ्यो ;
जिंहि कयमाष सुमंत, पारि परिहार मुरस्थळ ;
जिंहि कयमाष सुमंत, म्लेच्छ बंध्यो बळ सब्बल ;
चहु ओर जोर चहुवान नृप, तुरक हिंदु डरपत डरह ;
वाराह वाघ वाराह बिच, सुवश वास जंगल धरह.

**ભાવાર્થ**—જે કયમાષની સલાહથી ખટ્ટુપુરનું ધન કહાડ્યું, ચહુવાણનાં રાજ્યની ચડતી કળા થઇ, મુરસ્થલના પડિહારને ભાંગ્યો, મ્લેચ્છ (ગોરી)ને બાંધ્યો, ચારે તરફ હાક બજાવી, હિંદુ તુરક બેઉને ડરાવ્યા અને વાઘની માફક જંગલ વશ કરી, ચારે તરફ સુગંધી ફેલાવી.

ચામુંડરાય વિષે ચંદ પુંડિર નામનો સામંત અદેખાઈ કરી પૃથિરાજના કાન ભરતો હતો કે ચામુંડરાય રેણુશી કુંવર (પૃથિરાજનો ચામુંડરાયની બેન દાહીમી રાણીને પેટે થએલો કુંવર) સાથે એટલી બધી મીઠાસ રાખે છે તે તમ સાથે છગ કરી રેણુશી કુમારને રાજ્ય આપવા ચાહેછે. પૃથિરાજ તે વાત ગણકારતો નહીં પણ રોજની ખણખોદ કોઇક દિવસ પણ અસર કરે. બનાવ

એવો બન્યો કે એક રોજ ચામુંડરાય પોતાના ભાણેજ રેણુશી કુમારને જંગલમાં બાણવિદ્યા શીખવવા તેડી ગયો હતો ત્યાંથી વળતાં શેહેરમાં બેઉજણ આવ્યા કે તેઓને રાજાનો પાટહાથી નામે "શૃંગારહાર" મદાંધ થએલો સામે મળ્યો. એ હાથી કેટલોક વખત થયાં મસ્ત થઇ શાળામાંથી સાંકળો તોડાવી નાઠો હતો તથા શેહેરમાં કેટલીક હવેલીઓ તોડી નાંખી હતી અને માણુસોનું પણ નુકશાન કર્યું હતું. અને ખૂનમાં ભરપૂર થયેલો શૂંઢ ઊંચી કરી ચામુંડરાય અને રેણુશી કુમાર ઉપર ધસી આવ્યો. હાથીથી ડરી જઇ ઘોડા પાછા વાળી જવા એ વાત રજપુતપણાને એબ લગાડનારી ચામુંડરાયને જણાઇ, તેમ પાટહાથી જાણી વળી નીકળતાં પણ રેણુશી કુમારનો જીવ જોખમમાં જોયો માટે તેણે પોતાના ઘોડાને એડી મારી કે ઘોડો કૂદ્યો અને પોતાના બે પગ હાથીનાં દંતુશળ ઉપર જઇ બોસ્યા. ચામુંડરાયે જમણે હાથે તરવાર મારી કે હાથીની શૂઢ દંતુશળ સુદ્ધાં કપાઇ ગઈ અને ડાબે હાથે કુંભસ્થળમાં ગદા મારી તેથી કાનુડો ગોપીઓની મટકી ફોડી નાંખતો ત્યારે તેમાંથી દૂધ દહીં વેરાઇ જતાં તેમ લોહીનો પ્રવાહ ચાલ્યો જેથી ગલ્લીમાં લોહીની નદી ચાલી અને હાથી તંમર ખાઇ પડ્યો, જેથી આખી ગલ્લી બંધ થઇ ગઇ.

હાથી મરાયો જોઇ શેહેરના લોકોનો ગભરાટ બેશી ગયો પણ ચામુંડરાયના સામાવાળાઓને ખણખોદમાં એક પુષ્ટી મળી. તેઓએ રાજાને સમજાવ્યો કે પાટહાથી ઉપર ઘા કરતાં જેટલી વાર લાગી તેટલી તમ ઉપર કરતાં પણ લાગશે માટે હજુ પણ ચેતો તો સારૂં. આ વાત પૃથિરાજને અસર કરી ગઇ, તેણે રામગુરૂ પ્રોહિતને તેડી તે સાથે બેડીઓ આપી કહ્યું કે આ બેડીઓ જઇ ચામુંડરાયને પહેરાવી આવો. ઘણા જણે રાજાને એ કામ ન કરવા વિનંતી કરી પણ તેના ક્રોધાયમાન ચેહેરા સામે વધારે કોઇથી કહી શક્યું નહીં. રામગુરૂ પ્રોહિતે બેડીઓ લઇ જઇ ચામુંડરાયને રાજાનો હુકમ સંભળાવ્યો. ચામુંડરાય સામે થયો હતે તો અલબત રાજાને પણ વિચાર પહોંચાડતે પણ તેણે શામ ધર્મ સંભારી એ હુકમ કબુલ કીધો, પણ મારા હાથમાં રાજા લોઢું નાંખે છે તો હવેથી કામ પડે હું હાથમાં લોઢું પકડીશ નહીં એવું રાજાને કહાવી મોકલ્યું. પૃથિરાજે ક્રોધના આવેશમાં તે કબુલ કીધું અને ચામુંડરાયને બેડીઓ ઘાલી, તેથી લોકોને વિચાર થયો કે કયમાસ રાજાને વિરૂધ થશે જેથી કાંઇક પણ ખરાબી થશે, પણ સૌ સામંતો શામ ધર્મમાં તત્પર હતા માટે એવી કાંઇ વાત બની નહીં.

પૃથિરાજે એ કામ કરતાં કીધું પણ તેથી તેના સામંતોનાં મન કંઇક ઊચક દીઠાં. વળી જયચંદ જેવો શત્રુ ઉપર ગાજતો હતો, માટે તેણે જાણ્યું કે દિલ્લીમાં રહીશ તો કોઇ વખત ઘેરાઇ જઇશ. વાસ્તે અરણ્યમાં શિકાર રમવામાં પોતાનો વખત કહાડતો હતો, અને દરબારમાં કામનો ભાર કયમાષને સોંપ્યો હતો. પોતે તો કોઇક વખત એકલે ઘોડે શેહેરમાં આવી ચરચા જોઈ જતો બાકી સઘળો ભાર કયમાષને સોંપ્યો હતો.

કયમાષ પણ શામ ધર્મમાં પૂરો હતો તેથી પૃથિરાજને કોઈ રીતની રાજ્યની ચિંતા રહે એવું ન હતું. પણ ભાવી પ્રબળ છે; જર, જોરૂ અને જમીન એ ત્રણ ચીજો વાસ્તે લાખો જીવોનો સંહાર થયો છે, તેમાં પણ સ્ત્રી એવી ચીજ છે કે જેને વાસ્તે મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઇ ગયાં છે તથા મોટા મોટા મુનિવરોની તપશ્ચર્યાઓ ભંગ થઇ ગઇ છે અને ઇંદ્ર બ્રહ્મા અને સદાશિવ જેવા પણ ચૂકી ગયા છે તો બિચારો કયમાષ કોણ ગણતીમાં !

આષાઢ મહિનો છે; વાદળાં ઘેરાઇ આવી ઘમઘોર થઇ રહ્યું છે; વીજળી ઝબકારા મારે છે; મેઘરાજા ગર્જના કરે છે; દાદુર અને બપૈયા ટિહુ ટિહુ કરી રહ્યા છે; મોર ટહુકા કરે છે; આકાશમાં ઇન્દ્રધનુષ્ શોભી રહ્યું છે; અને જે વખતે વિરહી દંપતીનું કાળજું કરવતીથી વેરી નાખવા કામદેવ તૈયાર થાય છે તે વખતે કયમાષ કાંઇ રાજ દરબારી કામ વાસ્તે દરબારમાં ગયેલો તેને કર્ણાટકીએ[૧] જોયો કે કામદેવે તેની છાતી બાણોથી વીંધી નાંખી. એ સ્ત્રી ગોખમાં પોતાનાં નેત્રોમાંથી બાણો વરસાવતી કયમાષ સામી ઉભી. કયમાષની તેની સામે નજર ગઇ કે બાણોએ નેત્રદ્વારાએ તેની છાતીમાં પ્રવેશ કરી વીંધી નાખી, જેથી થોડીવાર તે બેશુદ્ધ થઇ ગયો પણ જરા વારે સાવચેત થઇ ઘર તરફ ગયો. ત્યાં બિછાના ઉપર પડ્યો પણ તેને નિદ્રા આવી નહીં. તેની પાસે સુતેલી પોતાની સ્ત્રી તેને શંખણી જેવી લાગી, અને પલંગપર આમથી તેમ આલોટતો પડ્યો હતો, તેટલામાં તો તેને એક સ્ત્રીએ હાક મારી હાથમાં ચીઠી આપી. આ સ્ત્રી કર્ણાટકીની દાસી હતી અને ચીઠી કર્ણાટકીના હાથની લખેલી હતી જેમાં તેને પોતાને મેહેલ બોલાવ્યો હતો. કયમાષ તો એજ દરદથી પીડાતો હતો એટલામાં દવા આવી મળી. વળી કામાંધ

૧ પૃથિરાજની પાસવાન હતી.

થએલો એટલે બાર કોશમાં અધારૂં દેખી દાસી સાથે કર્ણાટકીના મેહેલમાં ગયો. વિદ્વાનોએ કહ્યું છે કે "कामातुराणां न भयं न लज्जा" એ વાત કાંઇ ખોટી નથી. કયમાપને શામ ધર્મ કે પૃથિરાજનો ભય એમાંથી કોઇએ પણ રોક્યો નહીં. કર્ણાટકીએ આમિષાદિ[1] અનેક પ્રકારનાં ભોજનો અને આસવો[2] તૈયાર રાખ્યાં હતાં, મેહેલ શણુગારી રોશની કરી હતી, ગુલાબ જળનો છંટકાવ કરી તથા અગરબતીઓ સળગાવી મેહેલને સુગંધમય કરી મેલ્યો હતો, જેની વાસ તેની પાસેના મેહેલવાળી રાણી ઇચ્છનકુમારીના નાકમાં ગઇ. તેણે પોતાની દાસી મોકલી ખબર કઢાવી કે શું રાજા કર્ણાટકીને મોહોલે આજ આવેલા છે? દાસી ખબર લાવી કે એ તો રાજા નહીં પણ કયમાપ છે.

ઇશ્વરને કરવું છે અને ભાવી પ્રબળ છે માટે પૃથિરાજ પણ આ વખતે અરણ્યમાં મેલાણ કરી પડ્યો હતો તેને કામદેવે સતાવ્યો તેથી એકલે ઘોડે મેલાણમાંથી નીકળી શેહેરમાં આવ્યો. ઘોડો અંતઃપુરની દોઢીના એક સ્તંભે બાંધી રાણી ઇચ્છનકુમારીના મેહેલમાં દાખલ થયો. રાણીએ પોતાના પલંગ ઉપર આવ્યા અગાઉ કર્ણાટકીના મેહેલની ચર્ચા જોઇ આવવા રાજાને અરજ કરી, તે મુજબ તેણે એક બારીમાંથી જોયું તો ઉપર બનેલો બનાવ જોઇ તેનું મગજ ફરી ગયું. પણ કર્ણાટકી પાસવાન હતી. એ કાંઇ ઊંચા કુળની ન હતી, માટે હાલ દર ગુજર કરી સવારે કાંઈ બંદોબસ્ત કરવાનો વિચાર કરી વળી નીકળ્યો. પણ ઇચ્છનકુમારી પાસે જતાં તેણે કહ્યું કે "કયમાપ તમારા રાજ્યનો સ્તંભ છે અને રાણી સોંપી દઇ રાજી રાખશો તોજ તમારૂં રાજ્ય સારી રીતથી ચાલશે. અને જગતમાં પણ કીર્તિ વધશે. વારૂ આજ કર્ણાટકીને સોંપી દીધી અને કાલ અમારામાંથી કોઇ ઉપર નજર નાખશે તોપણ આપશો ખરા કે"? આ બોલો રાજાને વજ્ર જેવા લાગ્યા. માટે તે એકદમ કમાન ખેંચી ચાલ્યો. કયમાપ અને કર્ણાટકી રતિવિલાસ કરી સામસામાં પલંગ પર ખુશીમાં બેઠાં એક બીજાને પ્યાલીઓ ભરી દેતાં અને લેતાં હતાં, તેટલામાં કયમાપની છાતીમાં બાણ વાગ્યું તે તેને તથા દિવાલને વીંધી આરપાર નીકળી ગયું. બાણ વાગતાંજ કયમાપ સમજી ગયો કે પૃથિરાજના

૧ માંસ. ૨ દારૂઓ.

હાથનું છે. તે "રામ" એવો શબ્દ બોલી પલંગપર આડો પડ્યો. કર્ણાટકીએ જાણ્યું તેને એકદમ છાતીમાં શૂળ ઉપડી આવ્યું કે શું માટે તેને ખમાં ખમાં કરી પવન નાંખવા બેઠી. પણ જરાવારમાં તો લોહી ધક ધક વહેવા માંડ્યું અને કયમાષને મૂર્છા આવી. કર્ણાટકી ભેદ સમજી જતાં બીજે બારણેથી નાસી જઇ પૃથિરાજના તાપથી જયચંદ શિવાય બીજો કોઇ મને સંઘરી શકશે નહીં એમ સમજી કનોજ ગઇ, જ્યાં તેણે સંયોગતાની મેહેરબાની મેળવી અને તેની મુખ્ય દાસી થઇ રહી. કયમાષે થોડીવાર પછી દેહ છોડ્યો એટલે રાજાએ પોતાને હાથે એજ મેહેલમાં ખાડ ખોદી દફનાવી દીધો.

મધ્યરાત્રે ચંદ કવિને હરસિદ્ધિ માતાએ દર્શન દઇ સદરહુ બનાવની હકીકત કહી. અને કયમાષની સ્ત્રીને પણ તેજ વખતે સત ચડ્યું. સવાર થયે પૃથિરાજે દરીખાનું કીધું, જેમાં તમામ સામંતો અને ચંદ કવિ હાજર થયા. ચંદ કવિ પોતાને ઘેરથી દરબારમાં જતો હતો ત્યારે કયમાષની સ્ત્રીએ તેને બોલાવી વચન માગ્યું કે તું ખરો વરદાઇ હો અને સતીનું સત્ય પળાવનારો હો, તો મને એક વચન આપ. ચંદને આગળથીજ ખબર હતી તોપણ તે સ્ત્રીનું સત જોવા કહ્યું, "કબુલ છું; પણ શું વચન?" ત્યારે બાઇ કહે "મારા પતિનું માથું આણી આપ કે તે ખોળામાં લઇ હું સતી થાઊં." ચંદ વચન આપી દરબારમાં આવ્યો પણ પૃથિરાજના ચેહેરાનો તાપ તેનાથી ઝાલી શકાયો નહીં અને જેમ તેમ મિસલ ઉપર જઇ બેઠો. થોડીવારે રાજાએ સર્વે સામંતો સામું જોઇ સવાલ કીધો કે "દાહીમો ક્યાં?" કોઇને ખબર નહીં તેથી કોણ કહી શકે? સર્વે એક બીજા સામું જોવા લાગ્યા. અંતે રાજાએ ચંદને પૂછ્યું કે "તું વરદાઇ છે, માટે કાંતો દેવીનો વર છોડી દે, ને કાંતો દાહીમો ક્યાં છે તે બતાવ?" ચંદ કહે, "પણ એક વચન માગું છું." રાજા કહે, "તેમ સામું મને પણ એક વચન આપવું પડશે." એમ પરસ્પર વચનો લઇ ચંદે જગદંબાના પ્રતાપથી રાત્રીની હકીકત કહી દઇ કયમાષનું માથું માગ્યું. રાજાએ તે કહાડી આપ્યું અને ચંદે તે કયમાષની સ્ત્રીને આપ્યું જે ખોળામાં રાખી તે સતી થઇ ગઇ. રાજાએ પોતાના વચનમાં ચંદ પાસે કનોજ દેખાડવાનું માગ્યું.

કયમાષ શિક્ષાને પાત્ર તો હતો પણ એવો તો શામધર્મી હતો કે રાજાને તેના મરણથી ઘણું સાલવા લાગ્યું, અને રાત્રદિવસ ઉદાસ રહેવા લાગ્યો. બીજા સામંતો પણ આ બનાવથી થોડા ઘણા નારાજ થયા, પ[illegible]ી દિલગીરી જોઇ તેઓને કયમાષનું ખૂન વિસરી ગયું; અને હરહ

રહે એવા ઇલાજો લેવા લાગ્યા, અને તેટલા વાસ્તે મૃગયા રમવાનો રાજાને ચરસ વધાર્યો. અરણ્યમાં ભમતે ભમતે એક વખત પાણીપત ઉપર જઇ મેલાણ કીધું. ત્યાં જિયાફત કરી સર્વે સામંતો સહિત પૃથિરાજ આનંદમાં બિરાજે છે તેટલામાં દુર્ગાકેદાર નામના એક ભાટે આવી તેને આશીશ દીધી અને ચંદ સાથે વિદ્યાવાદ માગ્યો. ચંદ તૈયાર થઇ સભામાં બેઠો તે વારે કેદારે સો ઘડા મંગાવી મંત્રના બળે તેમાં અગ્નિની જ્વાળાઓ પ્રગટ કરી, ચંદે દેવીની પ્રાર્થના કરી કે સોએ ઘડાઓ ઉપર જળધારાઓ પડી જેથી અગ્નિ બુઝાઇ ગયો. કેદાર કહે એક દિવસનાં બાળકને બોલાવી આપો. ચંદ કહે, એવડું બાળક તો આ વખતે ક્યાંથી મળે, પણ તેણે ઘોડાની પૂજા કરી ચંદન પુષ્પ ચડાવ્યાં કે ઘોડે નીચે મુજબ પૃથિરાજને આશીર્વચન આપ્યું.

## गाथा.

जिहि सारथ सजि पंथो, जिहि रख्यो सु गर्भ उत्तरया ।
जिहि रख्यो प्रहलादे, सो कर रखि राज प्रथिराज ॥

**ભાવાર્થઃ**—જેણે અર્જુનના સારથીનું કામ કીધું, જેણે ઉત્તરા કુમારીનો ગર્ભ બચાવ્યો, તથા જેણે પ્રલ્હાદને રાખ્યો, તે પૃથિરાજનું રક્ષણ કરો. કેદારે ત્યારે વર્ષાઋતુ ખડી કીધી. આકાશપર વાદળાં છાઇ આવ્યાં; વિજળીના ઝબકારા થવા લાગ્યા; ગર્જના સંભળાઇ અને ઢમઢમ વરસાદ વરસવા લાગ્યો. ત્યારે ચંદે વસંતઋતુનું આવાહન કીધું; એટલે વાદળાં વીખેરાઇ ગયાં; વિજળી અને ગર્જના બંધ થઇ ગઇ; અને ઝાડ ઉપર નવ પલ્લવો ફૂટી નીકળ્યાં. કોકિલા શબ્દ કરવા લાગી. આંબાના મોર આવ્યા અને જંગલ રળિઆમણું થઇ ગયું. ચંદે કેદારને એક પથ્થર બતાવી કહ્યું કે એને પીગળાવ. કેદારે ઘણી મેહેનત કીધી પણ પીગળ્યો નહીં. પછી ચંદે દેવીની સ્તુતિ ગાઇ એટલે પથ્થર પાણીના પરપોટા જેવો થઇ ગયો, તેમાં ચંદે પોતાની વીંટી નાંખી જે પથ્થરના મધ્યભાગમાં જઇ પડી. ફરી કેદારને ચંદે તે વીંટી કાઢી લેવા કહ્યું પણ તેથી નીકળી નહીં એટલે ચંદે કહાડી લીધી.

દુર્ગાકેદાર કવિને રાજાએ હાથી ઘોડા આપી તથા કોડપસાવ કરીને વિદાય કીધો, એટલે તે કવિ ગિઝની જવા નીકળ્યો. રસ્તે ચાલતાં સોનપૂર ગામ પાસે આવ્યો ત્યાં તેણે શાહાબુદ્દીનની છાવણી પડેલી જોઇ. તેમાં જઇ મીર મોહોબતખાનને ડેરે ઉતારો કીધો. સવાર થએ બાદશાહને

આશીશ દઇ સભામાં બેઠો તેટલામાં તો એક દૂત ત્યાં આવ્યો. તેના અંગ ઉપર વિભૂતિ ચોપડેલી, લાંબી જટા, કટિમેખળા, તથા મૃગચર્મ ધારણ કરેલાં હતાં. તેણે આવી સમાચાર કહ્યા કે ચામુંડરાયને બેડી પડી છે; કયમાષને તો રાજાએ પોતાને હાથે મારી નાખેલો છે; હાલ તે શિકાર કરવા નિકળેલો છે અને પાણીપત ઉપર મેલાણ કીધું છે. કેદાર કવિના પેટમાં હજી પૃથિરાજનું લૂણ હતું માટે તેનાથી રહેવાયું નહીં અને ડેરે આવી પોતાનો એક ઊંટી સ્વાર મોકલી પૃથિરાજને કહાવી મોકલ્યું કે ગાફલ રહીશ માં. પૃથિરાજ સમાચાર સાંભળી તૈયાર થઇ રહ્યો, એટલામાં તો ગોરીનું લશ્કર દૂરથી દેખાયું, એટલે તીરોના વરસાદ વરસ્યા. થોડી વારમાં ભેટા ભેટ થઇ ગયા અને તલવારો નીકળી કાપાકાપી ચાલી જેમાં પૃથિરાજના છસો અને ગોરીના સાત હજાર યોદ્ધાઓ કામ આવ્યા. તુંવર પહાડે શાહાબુદ્દીનને પકડી લીધો અને મ્લેચ્છોનું લશ્કર વિખેરાઇ ગયું. વળી સલાહ થઇ જેમાં આઠ હજાર ઘોડા દંડના દઇ શાહ છૂટી ગયો.

---

# પ્રકરણ ૮ મું.

## કનોજ પ્રસંગ.

દુઃખનું ઓપડ દહાડા તે વીત્યાથી કયમાષની વાત પૃથિરાજને વિસારે પડી. વળી શાહાબુદ્દીન સામી જીત મેળવતાં તેનો પોરસ વધ્યો, માટે સંયોગતાએ એને વરવાનું બિરદ લીધું છે એ સાંભળતાં તેણે કનોજ ઉપર ચડાઇ કરવાનું મન કીધું, પણ ચડાઇ કરી જતાં મરવાનીજ આશા રાખવી. એક એક જણ સો સો માણસ મારીને પડે એવા પોતાના યોદ્ધાઓ હોય તોપણ જયચંદનાં લશ્કર સામે તેનાથી જીતાય નહીં, પણ સંયોગતાના બિરદની વાત તેને વાસ્તે સાપે છછુંદરી ગળવા જેવી થઇ પડી, વાસ્તે તેણે સામંતોની સભા ભરી એ વાતનો સવાલ કહાડ્યો; સર્વ મતે એમ ઠર્યું કે ચડાઇ કરી જીતાશે તો નહીંજ. આપણે જયચંદનો યજ્ઞ તો બગાડી ચુક્યા છૈએ, હવે કન્યાહરણ કરવું છે એવા કામમાં તો શ્રી કૃષ્ણ જેવાએ પણ કપટ કીધાં છે તો આપણને તેમ કરવામાં ખોટ નથી માટે એવા

કોઇ ઇલાજે લેવા. છેલે એમ ઠર્યું કે યજ્ઞસમયે ઘણાક આબરૂદાર ચારણો અને બ્રાહ્મણો ભેળા થાય છે તો ચંદે પૃથિરાજની વધારેલી આબરૂ પ્રમાણે લશ્કર સાથે લઇ કનોજ જવું; એ લશ્કરમાં પૃથિરાજે તથા સામંતોએ ચંદની તેનાતના માણસો દાખલ જઇ કનોજમાં ડેરા દેવા, પછી સમયોચિત જે થાય તે ખરૂં. એ રીતે ગોઠવણ કરી ચંદની સરદારી તળે અગ્યાર હજાર માણસ દિલ્લીથી નીકળ્યાં. જમનાંનદી ઉતરી પેલે પાર ગયાં કે તેમને એક સ્ત્રી સામી મળી, તેનું મોહું હસતું અને આંખ ક્રોધવાળી હતી; ડાબાં અંગ ઉપર સોનાનાં આભરણો તથા જમણા હાથમાં લોહું પકડેલું; અર્ધા કેશ ઓળેલા અને અર્ધા છૂટ; એક આંખમાં અંજન અને બીજી લાલ; અર્ધા વસ્ત્ર પીળાં અને અર્ધા રાતાં. આ તથા બીજાં પણ શૃંગાર અને વીર એક રસ મિશ્રિત શુકનો થયાં, પણ પૃથિરાજે તો "अर्थं साधयामि वा देहं पातयामि" એવો દૃઢ નિશ્ચય કીધો હતો માટે તે શુકનો તરફ કાંઈ દરકાર ન કરતાં એકદમ કૂચ કરી કનોજ આવી પહોંચ્યા.

લશ્કરને શેહેર બહાર રાખી સંકેત મુજબ ચંદ જયચંદ રાજાના દરબારમાં ગયો અને સાથે પૃથિરાજને પોતાનો પાણીનો ચંબુ આપી સેવક દાખલ લઇ દરવાજા પાસે ગયો. ત્યાં હેજમ કછવાહો ચોકી કરતો હતો તેને કહ્યું, "અંદર જઇ રાજાને જાહેર કર કે પૃથિરાજનો દસોંદી ચંદ ભાટ યજ્ઞ ઉપર આવેલો છે તે તમને આશીશ દેવા આવવા માગે છે." હેજમે અંદર જઇ જાહેર કર્યું કે તરત રાજાએ પોતાના દસોંદીને સામો મોકલ્યો. દસોંદીએ બહાર આવી ચંદ સાથે કેટલીક ચર્ચા કરી છેલે કહ્યું કે દૃષ્ટ વાત તો સહુ વર્ણન કરી શકે પણ અદૃષ્ટ વર્ણન કર, ત્યારે તું વરદાઇ ખરો. અને જો એટલી તારામાં પહોંચ હોય તો જયચંદ હાલ ક્યાં બેઠો છે તથા શું કરે છે તેનું વર્ણન કર. ચંદે દેવીની સ્તુતિ કરી જયચંદ તે વખતે કચેરીમાં બિરાજેલો તે કેવા પોશાકમાં કઇ દિશાએ કચેરીમાં બેઠેલો, જમણી બાજુએ કયા કયા સરદારો તથા ડાબી બાજુએ કોણ કોણ બેઠેલા, નકીબો કેવી રીતે ઉભેલા, મુત્સદીઓ કઇ મિસલ ઉપર બિરાજેલા, ઇત્યાદી નખશિખ વર્ણન કર્યું. જે સાંભળી દસોંદી દંગ થઇ રહ્યો. અને તેની જયચંદ પાસે જઇ ઘણીક પ્રશંસા કીધી. ચંદ પોતાના સેવક સહિત દરબારમાં દાખલ થયો અને જયચંદને પૃથિરાજ તરફથી કુશળ પૂછી આશીશ દીધી અને નીચે મુજબ યશ બોલવા લાગ્યો:—

## छंद भुजंगी.

जहां आसन सूर ठठे सनाहं, जिने क्षत्रि वंशं किए एक राहं ;
जिने धर्नि दिक्पाल धर्धर विखंडं, धरे नृप छत्रं द्रुती कनकदंडं.
जिने हेम पर्वत्तसे सब ठाहे, जिने एक दिन अठ सुलतानसाहे ;
वरं जंपियो सच्च जो चंद चंडं, सुने थप्पियो जाय तिर्हूत पंडं.
जिनं दछिनं देश अप्यो विचारे, तटे ऊतर्यो तुर्त बंधं पहारे;
जहां करनडा हाल हुब्बान भेध्यो जिने सांधि चालूकके चारखेंद्यो.
जहां तीन दिनजुद्ध गिरि भूमिडंडं, तहां तोरि तिल्लंग गोवाळकुडं ;
जिने छंडीओ बंधि इक गुंड जिरा, ग्रहे लीध वैरागरे श्रबहीरा.
जहां गज्जने सूर साहाब साही, तिने मोकल्यो सेव निसुरतभाइ;
जहां छोडी विभीषणे जो मरोरे, तहां रोसके सोस दरिआहिलोरे.
जिनेबंधिखुरसान किए मीर बंदा, सुतो राव राठोर विजेपालनंदा ;
इते वंश छत्रीश आवे हकारे, तहां ईक चहूवान प्राथिराज टारे.

**અર્થ**—જેના આસનને શૂરાઓ વીંટી બેઠા છે, જેણે ક્ષત્રિય વંશ આખો એક રસ્તે ચલાવ્યો છે, જેણે ધરણી અને દિકપાલને વિખેરી નાંખ્યા છે, મોટા મોટા છત્રધારી જેને સોનાના દંડ આપે છે, હેમ પર્વત જેણે પોતાના હસ્તક કીધા, જેણે એક દિવસમાં આઠ સુલતાનને પકડ્યા, તિર્હૂત[1] સુધી જેણે પોતાનાં થાણાં બેસાર્યાં, પર્વત ( વિંધ્યાચલ ) ઉતરી જેણે દક્ષિણ દેશ પોતાનો કીધો, ચાલુક્યને શાસન કીધું, કાનડા પ્રાંત લીધો, ત્રણ દિવસ સુધી યુદ્ધ કરી જેણે તૈલંગ અને ગોવળકોંડ તોડ્યાં અને હીરાની ખાણોનું પરગણું લીધું, ગજનીપતિ શાહાબુદ્દીન જેણે પોતાની સેવામાં નિશુરતખાન ભાઈને મોકલ્યો છે, તેને પકડ્યો. દરીઆ હીલોળે છે એવી જે લંકા તેના વિભીષણની મરોડ જેણે છોડાવી; જેણે મીર ખુર-

૧ તિબેટ..

સાનને પકડી કેદ કીધો, એવો જે તું વિજયપાળનો પુત્ર જયચંદ તે તારા હંકાર્યા છત્રીશે વંશ અહીં આવ્યા પણ "એક ચહુવાણ પૃથિરાજ વગર."

ત્રેવીશે ચરણ સાંભળ્યાં ત્યાં સુધી તો જયચંદનું દિલ પોરસાતું ગયું અને મનમાં ચાહ્યું કે ચંદનું દારિદ્ર ચૂર્ણ કરી નાંખીશ, પણ છેલ્લે ચરણે તેનો મનોરથ ભાગી ઉલટો તેને ક્રોધાયમાન કીધો. તે રાતી આંખો કરી ક્રોધમાં બોલ્યો કે વિધાતાએ માગણ જાતને દારિદ્રજ આપેલું છે તે કોઇથી દૂર કેમ થઇ શકે ? વળી બોલ્યો :—

## दोहा.

रतन बुंद वरसे नृपति, हय गय हेमसु हद्द;
लगे न बुंद मंगीत तन, शिरसो छत्र दारिद्र. १
मोहि दरिद्र अरु तुच्छ तन, जंगलराज मु हद्द ;
वन उजार पशु त्रन चरन, क्युं दूवरो वरद्द ? २

## छप्पय.

हंस न्याय दूवरो, मुत्ति लभ्भे न चुगन कहुं;
सिंह न्याय दूवरो, करिय चंपे न कुंभ कहुं;
मृग न्याय दूवरो, नाद बांधियो सुबंधन;
छेल छक्क दूवरो, त्रिया दूवरी मित्त विन;
आषाढ गाढ बंधन धुरा, कंध न कहुं हराद्दिया;
कमधज्जराय ईम उच्चरे, तूं किम दुवरो वराद्दिया ? १

**ભાવાર્થ**—ઘોડા હાથી અને સુવર્ણ આદિ રત્નની બુંદથી રાજા વરસે પણ માગણ જાત કે જેનાં શિરપર દારિદ્રનું છત્ર છે તેના શરીરને એક બુંદ પણ લાગે નાહીં. જંગલરાજ (દિલ્લી પરગણું) જેમાં પશુને ચારા વાસ્તે ઘણું વન ઉજડ પડેલું છે તેમાં રહેતાં છતાં મોહું દરિદ્રી અને શરીરમ સૂકેલો એવો હે બરદ[1] તું દુબળો કેમ છે ?

હંસને મોતી ન જડે તો, સિંહને હાથીનાં કુંભસ્થળ ન જડે તો, મૃ

[1] "બરદીઆ" આ શબ્દમાં બે અર્થ રહેલા છે; એક તો બળદીયો ગોધો, બિજો બિરદ બોલનાર=ભાટ, ચંદની એ ઓડક હતી.

નાદમાં બંધાયો હોય તો, છેલ સ્ત્રી વગર અને સ્ત્રી પતિવગર દુબળી હોય એ ન્યાય છે; પણ કમધજરાય (જયચન્દ) કહે છે કે આષાઢ મહીનામાં ધરતી ખેડવા સારૂ કાંધે કોઇએ હળ દીધું નથી તે છતાં હે બરદીઆ તું દૂબળો કેમ છે. ?

चंद—

## छप्पय.

चढि तुरंग चहुवान, आन फेरीत पर द्धर;
जासु युद्ध मंडयो, तास मानयो सरव्वर;
कोय दंत गृही पत्र, कोय गृहि डाल मूल तरु;
कोय दंत तुच्छ त्रंन, गए दश दिशिं भाजनि डर;
भुव लोक दिखत अचरज भयो, मानस वर भर मरदिया;
प्रथिराज खलनि खधो सु खर, ईम दुबरो बरदिया.

**ભાવાર્થ**—ચહુવાણે ઘોડે ચડી પારકી ધરણીમાં આણ ફેરવી જે સાથે યુદ્ધ માંડ્યું તેને બધું કબુલ કરાવ્યું, તેથી કોઇક ઝાડનાં પાંદડાં દાંતમાં લઇ, કોઇ ડાળીઓ ને મૂળ લઇ, ને કોઇ તો તરણાં લઇ દશે દિશે ભાગી ગયા જે દેખી પૃથ્વીમાં અચરજ થયું, મોટા મોટા ભડને મરદી નાંખ્યા એવો જે પૃથિરાજ તેના દુશ્મનો ઘાસ ખાઇ ગયા, જેથી હું બરદીઓ દૂબળો છું.

जयचंद—

## छप्पय.

पुरे न लग्गी आर, भार लद्धो न पीठ पर;
गरजी धार गिमार, गृही गढी न नथ्थ कर;
भ्रमिन कूप भ्राह्मरी, कहुक सम शेन न रत्तो;

पुंछ धार ललकार, रथ्थ सथ्थानन जुत्तो;
आषाढ मास वरषा समय, कंध न कहुं हरदिया;
जंगल उजार पशु त्रन चरन, क्युं दूबरो बरदिया.

**ભાવાર્થ**—પુરે આર લાગી નથી.* પીઠ ઉપર ભાર લાદ્યા નથી, ગમાર હાંકનાર મળ્યો નથી, નાકમાં મજબુત નાથ નાંખી નથી, કુવામાં જોડી રેંટમાં ભમાવ્યો નથી, લડાઇના ગાડામાં કોઇ વખત જોડ્યો નથી, રથમાં જોડી પૂછડી મરડી કોઇએ લલકાર્યો નથી, અને આષાઢ માસની વરષા વખતે કાંધે કોઇએ હળ નાંખ્યું નથી, છતાં ઉજડ જંગલમાં પુષ્કળ ત્રણ ચરતાં ચરતાં હે બરદીઆ, તું દૂબળો કેમ છે?

चंद—

## छप्पय.

तब जंपे कवि चंद, सुनहु जयचंद राजवर;
पुरें आर किम सहे, सहे किम भार पीठ पर;
नथ्थ हथ्थ किम सहे, कूप भ्रामरि किम मंडो;
हय गय शूर धरन्नी, स्वामि सथ भारथ तंडो;
वरषा समान चहुवान गुन, केई अरी उर हरदिआ;
पृथिराज खलनी खद्धो सुखर, ईम दुबरो बरदिआ. १
प्रथम नयर नागोर, बांधि शाहिब्ब चरिग त्रन;
गुज्जरवे भर भीम, सीम शोधीत सकल वन;
मेवाती मुगह्न, अब्ब भजि पत्र जु खद्धा;
ठट्ठा कर ठीलये, सही स न मूळ न लद्धा;
सामंत नाथ हथ्थां सु कहि, लरी कई मान मरदिया;
पृथिराज खलनी खधो सु खर, ईम दुबरो बरदिया. २

**ભાવાર્થ**—ત્યારે ચંદ કવિ બોલ્યો કે, હે જયચંદ, સાંભળ. પુરે આર, પીઠ ઉપર ભાર, અને નાથ કેમ સહું? કુવાના રેંટમાં પણ કેમ

* ગુજરાતમાં હમણાં પણ બળદની પુંઠે આર ઘોંચે છે.

કરૂં? હાથી અને ઘોડાઓની સ્વારીથી સ્વામી સાથે જઇ કેટલાંએક ભારત જીત્યો છું, ચહુવાણનો ગુણ તો વરસાદ સમાન છે તેના પ્રતાપથી કઇએક દુશ્મનની છાતી ઉપર હળ ખેડ્યાં છે પણ પૃથિરાજના દુશ્મનો ઘાસ ખાઇ ગયા તેથી બરદિયો દૂબળો છે.

પ્રથમ નાગોરમાં શાહાબુદ્દીનને બાંધ્યો, તે તરણાં ચરી ગયો; ગુજરાતનો બાહાદુર ભીમ આખી સીમ શોધી ખાઈ ગયો; મેવાતી મુગલ બધાં પાંદડાં ખાઇ ગયો; બીજાઓને મૂળીઆં પણ હાથ આવ્યાં નહીં; સામંત નાથ (પૃથિરાજ) ને પ્રતાપે લડાઇમાં કઇએકનાં માન ભંગ કરી નાંખ્યાં છે, પણ પૃથિરાજના દુશ્મનો ઘાસ ખાઇ ગયા જેથી બરદિયો દૂબળો છે.

પોતાના દસોંદીએ ચંદના વરદાઇપણાની વાત કહેલી તથા હાલ પોતાના મોં ઉપર હાજર જવાબ આપ્યા તે સાંભળી જયચંદ મનમાં તો નારાજ પણ મોઢે ખુશખુશ થઇ ગયો. તેણે ચંદને આદરમાન સારી રીતે આપ્યું તથા પરસ્પર વાતો કરવા લાગ્યા,—

**જયચંદ**—વાહ ચંદ! તારા જેવા વરદાઇ, ધર્મશીળ અને દીર્ઘદષ્ટિવાળા સલાહકારો પૃથિરાજ પાસે છે તે છતાં તેણે વિનાકારણ મારી સાથે શા વાસ્તે વેર ખડું કીધું? એના નાના અને મારા પિતા વચ્ચે દિનપર દિન પ્રેમ વધતો જતો હતો અને જેમ જેમ અનંગપાળ મારા પિતાની સેવા બજાવતો તેમ તેમ અમે તેની કદર જાણતા હતા; સોમેશ્વર દિલ્હીમાં પરણવા આવ્યો ત્યારે અનંગપાળને અમે કેટલીક પૈસાની મદદ કીધી હતી; વળી અનંગપાળે અમને પૂછ્યા વગર પોતાની મરજીથી પૃથિરાજને દત્તક લીધો ત્યારે અમે હરકત લીધી હોત તો લઇ શકત, પણ તેની નોકરીની કદર જાણી અમે દરગુજર કીધું હતું; આ બધી વાતનો ખ્યાલ એકકોરે મૂકી દઇ આજ મારા હુકમમાં હિંદુ મુસલમાન બધા હાજર છે એ બળનો પણ ખ્યાલ ન કરી તેણે વિના કારણે મારો યજ્ઞ ભંગ કરી મારા ભાઈનો વધ કીધો, તોપણ મેં જાણ્યું કે હિંદુવાણ પાતળી પડશે માટે હિંદુ જાણી મેં એને છોડી દીધો. પણ એણે અધર્મી થઇ મારો યજ્ઞ કેમ બગાડ્યો તે કહે?

**ચંદ**—એને અધર્મી સમજવામાં આપની ભૂલ છે; આપના પિતા અને અનંગપાળ વચ્ચે પ્રીતિ હતી તેમ પૃથિરાજે પણ આપની પરપૂઠે ઘણી સેવા બજાવી છે. આપ દક્ષિણ ઉપર ચડી ગયા હતા ત્યારે ગોરી

કનોજ ઉપર ચડી આવ્યો હતો તે વખતે પૃથિરાજે આડા હાથ દીધા ન હોત તો તમે દક્ષિણમાંજ રહેત અને કનોજનો ધણી શાહાબુદ્દીન થઇ બેસત, એ નોકરી બજાવી તમને પાડ પણ જણાવ્યો છે ? પણ આ કલિયુગવર્જિત યજ્ઞ તમે કરવા માંડ્યો એ વાત પૃથિરાજને ગમી નહીં. કહ્યું છે કે—

## श्लोक.

अश्वमेघो गवालवं संन्यास : पलपैत्रिकं ।
देवरेण सुतोत्पत्ति : कलौ पंच विवर्जयेत् ॥

**અર્થ**—અશ્વમેધ યજ્ઞ, ગવાલંબ (વર કન્યાને પરણતી વખત ગાયના ચામડા ઉપર અસલ બેસાડતા તે), સંન્યાસ, પિત્રોને માંસના પિંડ આપવા તે તથા ધણી મરી ગયા કેડે વિધવા પોતાના દેર સાથે ચાલી પુત્ર ઉત્પન્ન કરતી અર્થાત્ દેરવટું એ પાંચ બાબતો કળિયુગમાં વર્જિત છે.

આ વચન ઉપર પગ દઇ તમે યજ્ઞનો આરંભ કીધો એ વાત પૃથિરાજને અધર્મની લાગવાથી તેને એ હરકત કરવી પડી.

**જયચંદ**—તમે કહ્યું કે હું દક્ષિણમાં દિગ્વિજય કરવા ગયો હતો ત્યારે શાહાબુદ્દીન કનોજ ઉપર ચડી આવ્યો હતો અને પૃથિરાજે તેને વાળ્યો હતો, પણ એ વાતની મને ખબર નથી માટે તે શી રીતે બન્યું તે કહો.

**ચંદ**—આપ જાણો છો કે ગોરીની કેટલીક મુદત થયાં હિંદુસ્તાન ઉપર આંખ છે, તેને વાસ્તે કેટલીક વખત પૃથિરાજ સામે ચડી આવ્યો હતો પણ બધી વાર શિકસ્ત ખાઇ વળી ગયો હતો. હજી પણ તેના છુપા જાસુસો આપણા નગરમાં ફરે છે. આપ દક્ષિણ ઉપર ચડ્યા એ ખબર જાસુસની મારફતે તેને પહોંચતાં કનોજ રેઢી દેખી તેણે ચઢાઇ કીધી; રસ્તામાં કુંદનપુરના વાઘેલા રાયસંગે ઝપાઝપી કીધી, જેમાં ત્રણસો હિંદુઓ અને પાંચસો મુસલમાનો પડ્યા. પણ એ ત્રણસો હિંદુઓ સાથે રાયસંગ કામ આવી જતાં તુર્કોની ફતેહ થઇ અને તેઓએ નયરપુર લુંટ્યું. આ વખત પૃથિરાજ નાગોરમાં અને કયમાપ ખટુવપુરમાં હતો. પૃથિરાજને ખબર થતાં તેણે જાણ્યું કે જયચંદ ઘેર નથી અને કનોજ ગોરીને કબજ થઇ ગઇ તો હિંદુવાણ પાતળી પડી જશે માટે તેણે કયમાપને બોલાવી રસ્તામાં ગોરી સાથે મુકાબલો કર્યો જેમાં આઠ હજાર પઠાણો પડ્યા. મુસ-

લમાનોનો પગ છૂટયો અને શાહ પાણી વગરના માછલાંની પેઠે એકલો પડી રહ્યો. તેને ચંદ પુંડિરે પકડી તેની છાવણી લૂંટી અને આઠ હજાર ઘોડા દંડ લઇ તેને છોડી મૂક્યો.

**જયચંદ**—પૃથિરાજની તેં આટલી બધી તારીફ કરી તેથી હું ખુશી થયો છું, પણ તું કહે કે તે કેવો છે અને મારી કચેરીમાં આટલા મુગટબંધ રાજાઓ બેઠા છે તેમાંના કોઇના અણસારને તે મળતો આવે છે?

**ચંદ**—(ભાટની બિરદ બોલવાની રીતે પોતાના સેવકના વેષમાં આવેલો પૃથિરાજ પીઠમાં ઉભો હતો તે તરફ હાથ ઊંચા નીચા કરીને.)—

## छप्पय.

बत्तीश लच्छन सहित, बरस छत्तीस मास छह;
ईम दुरजन संग्रहे, राह जिम सूर चंद गृह;
ईक छुट्टहि महिदान, ईक छुट्टही भरि दंडहि;
ईक ग्रहहि गिरि कंद, ईक अनुसरहि चरण ग्रहि;
चहुवान चतुर सब विध इहे हिंदुवान सब हथ्थ जिहि;
ईम जंपे चंद वरदाय वर, प्रथिराज उनिहार "इही."

**ભાવાર્થ**—બત્રીશ લક્ષણ સહિત, છત્રીશ વર્ષ અને ૭ માસની અવસ્થામાં છે, સૂર્ય અને ચંદ્રને રાહુ ગ્રહે એમ દુર્જનને ગ્રહી લે છે; કોઈ જમીન આપીને છુટી જાય છે, કોઇ દંડ દઇને, કોઇ પર્વત અને ગુફાઓમાં નાસી જઇને છુટે છે, અને કોઇ ચરણ પકડી શરણ આવે છે, એમ બધી રીતે ચતુર ચહુવાણ જેને હાથ આખી હિંદુવાણ છે તે પૃથિરાજ એવે અણસારે છે (એમ કહી કાન પાસે પીઠના તરફ ઝારીબરદાર તરફ હાથ કીધો.)

વળી "ઇસો" આ શબ્દ બોલતી વખત વારંવાર કાન પાછળ હાથ કરી બોલવા લાગ્યો કે:—

"इसो" राज प्रथिराज, जिसो गोकुलमें कानह;
"इसो" राज प्रथिराज, जिसो हथ्थह भीमकह;
"इसो" राज प्रथिराज, जिसो अहंकारि रावन;

"इस्तो" राज पृथिराज, राम रावण संतावण;
वरस तीस छह अग्गरो, लछन बतीस संजुत भन;
इम जंपे चंद वरदाय वर, पृथिराज उनिहार "इन"

**ભાવાર્થ**—સુગમ છે.

ચંદે તો જયચંદને ઠગવા એવા અણુસારા કીધા, પણ જયચંદ ચાલાક રાજા હતો તેને ચંબુવાળામાં વેહેમ આવી ગયો. વળી તેણે તેના સામું જોયું તો તેની આંખનું તેજ પોતાથી ઝલાયું નહીં અને એક ઠેકાણે બે સિંહ ભેળા થયા હોય એવો વીરરસ સભામાં છાઇ રહ્યો. જયચંદે મનમાં ધાર્યું કે કિરતારે પૃથિરાજને બાંધીને મને આપ્યો હોય એવી રીતે હાલ આવેલો છે માટે હુકમ કરૂં કે તેને પકડી લે, પણ વળી તેને અંદેશો ઉત્પન્ન થયો કે એ સખ્સ પૃથિરાજ ન હોય તો જગતમાં મારી હાંશી થાય કે પૃથિરાજને પકડી શકાતો નથી, બાકી તેના નામથી ચંબુવાળાને પકડી સંતોષ પામે છે. તેટલામાં તેને વધારે ખાત્રી કરી લેવા તેને એક બાબત સૂઝી આવી કે કર્ણાટકી પૃથિરાજના મેહેલમાંથી નાશી આવી છે તે એને ઓળખે છે. વળી તે એવું ગુમાન રાખે છે કે જગત્તમાં મરદ તો પૃથિરાજજ છે, બીજાઓને તો હું સ્ત્રી દેખું છું, અને એ ગુમાનમાં તે માથા ઉપર કોઇ પુરૂષને જોઇ સાડી ઓઢતી નથી. જો આ ચંબુવાળાને જોઇ તે માથે ઓઢશે તો મારે તેને જરૂર પકડી લેવો એમ ધારી તેણે કર્ણાટકીને સભામાં બોલાવી. કર્ણાટકીએ દૂર થકીજ પૃથિરાજને દીઠો માટે તેણે માથે ઓઢયું. ચંદે જાણ્યું કે ઘર ગયું માટે તેણે કર્ણાટકીને આંખના ઇસારામાં સમજાવી કે હાલ માથે ઓઢવા જેવું નથી; "કયમાષ જેવા પ્રધાનને મરાવી નાંખી અહીં પણ વેર લેવા આવી છે શું? કર્ણાટકી ચાલાક સ્ત્રી હતી તે ભેદ તરત સમજી ગઇ અને માથેથી ઉતારી નાખ્યું. પણ તેણે ઓઢીને ઉતારી નાંખ્યું તેથી વાત શકમાં પડી ગઇ. જયચંદે તે નક્કી કરવા કર્ણાટકીને પૂછ્યું કે "તું હમેશ માથું ખુલ્લું રાખે છે અને કહે છે કે પૃથિરાજ શિવાએ કોઇને હું પુરૂષ જોતી નથી, તો હાલ તેં માથું શા વાસ્તે ઢાંક્યું, શું તેં પૃથિરાજને જોયો?" કર્ણાટકીએ આ ઠેકાણે સ્ત્રી ચરિત્ર ખેલી જવાબ આપ્યો કે, "હા, એ વાત ખરી છે. પૃથિરાજ શિવાએ કોઇને જોઇ હું માથે ઓઢતી નથી પણ આ ચંદ અને પૃથિરાજનું મન એક છે માટે એને જોઇ મેં એટલો વિવેક કીધો. જો પૃથિરાજને જોયો

હતે તો તો ઓઢીજ રાખતે, પણ આ ચંદ છે માટે ઓઢીને ઉતારી નાંખ્યું."

આ વખતે, સભામાં નવે રસ જામી રહ્યા હતાઃ—

भय अद्भुत कमधज्ज, हास्य चहुवान उपन्नो;
करुना दिसि संभरिय, चंद वर रुद्र निपन्नो;
बीभत्स कायर मनह, वीर भट सुभट विराजे;
गोख बाल तहां जंखि, द्रिग शृंगार सु साजे;
उपजि भयानक दिख्खि आरि, लोह लहर वज्जन दुसर;
मंगाइ पान पहु पंगने, दीन चंद मन शांति कर.

**ભાવાર્થ**—પૃથિરાજને જોઇ કમધજ (જયચંદ) ને અદ્ભુત રસ ઉપનો; કર્ણાટકીની ચતુરાઇ જોઇ પૃથિરાજને હાસ્ય; કેટલાકને કરૂણા કે આવો વીર કાંઇ હાથ બતાવ્યા વગર પકડાઈ જશે; ચંદને રૂદ્ર, કાયરોને બીભત્સ, શૂરાઓને વીર, ગોખમાં બેઠેલી કન્યા (સંયોગતા) ને શૃંગાર, કેટલાકને ભયાનક અને જયચંદે પાન મંગાવી ચંદને ચંબુવાળા સહિત રજા આપી ત્યારે બધાને શાંતિ થઇ.

જયચંદનો શક સાબીત થયો હોત તો તો પૃથિરાજની મનકી મનમાં રહી જાત, પણ કર્ણાટકીનાં સ્ત્રી ચરિત્રથી તેના ઉપર આવેલું વાદળ ઉતરી ગયું. હવે તો અણીનું ચુક્યું સો વર્ષ જીવે. આગળ શું થયું તે વાંચનાર હવે જોશે.

ચંદને વિદાય કરી * સોજતનો રાજા રાવણ કે જેને જયચંદે કોટવાલી સોંપી હતી તેને હુકમ કીધો કે શેહેરની પશ્ચિમ દિશાએ મખમલના તંબુઓ ખોડેલા છે ત્યાં ચંદને તેના રસાલા સહિત ઉતારો આપવો તથા સાયર ખર્ચ પૂરૂં પાડવું. તે મુજબ રાવણે બધો બંદોબસ્ત કીધો. ચંદે પોતાના ડેરાની આસપાસ પોતાનો પેહેરો ખડો કરી દીધો અને હુકમ વગર અજાણ્યા માણસને આવવા ન દેવા સખ્ત મનાઇ કીધી, તથા અંદર ગોઠવણ કરી કે અજાણ્યો માણસ આવે ત્યારે ચંદે ઢોરણી ઉપર બેસવું અને પૃથિરાજે બીજા

* અમદાવાદ અને અજમેરની રેલ લાઇનમાં સોજતરોડનું સ્ટેશન છે ત્યાંનો રાજા હશે.

સામંતોની પેઠે મિસલમાં બેસવું, અને ખાનગીમાં પૃથિરાજે ઢોરણી ઉપર અને ચંદે પોતાની મિસલ ઉપર બેસવું.

જયચંદે સુમતિ પ્રધાન અને પ્રોહિત શ્રીકંઠ સાથે ચંદ વાસ્તે મેમાની મોકલી. તેઓ ઉતારામાં દાખલ થયા કે પૃથિરાજે ઢોરણી છોડી ચંદને આપી. ચંદે ઉભા થઇ તેઓ સાથે હાથ મેળવી ખબર અંતર પૂછી મેમાનીની ચીજો રખાવી થાળોમાં બે બે મોહોર નાખી પાછા આપ્યા અને પ્રધાન તથા પ્રોહિતને પાન બીડાં આપી વિદાય કીધા. તેટલામાં તો સ્ત્રીઓનું એક ટોળું જાણે સાક્ષાત્ કામદેવનું લશ્કર હોય નહીં એવું પોતાના ઉતારામાં આવતું જોયું. તે કુલ સ્ત્રીઓ સોળ સોળ વર્ષની ઉમ્મરની એક સરખા કદની, પોશાકમાં સર્વેને પીરોજા રંગના મલમલના મોટી ઘેરાવાળા જરીની ફીતો લગાવેલા લેંગા, રાતી ખીનખાપની ચોળીઓ, અને ગુલાબી રંગની ફીતોવાળી ઓઢણીઓ, ઘરેણામાં કપાળમાં સોનાની આડો, કાનમાં કર્ણફૂલો, નાકમાં નકવેસર, કોટમાં મોતીની માળાઓ, હાથમાં જડાઉ કંકણ અને બાજુબંધો, તથા પગમાં રૂપાનાં જેવર સાંકળાં અને કડીઓ, એ રીતે તે સ્ત્રીઓએ એક સરખો પોશાક અને ઘરેણાં પહેર્યાં હતાં. તેઓના હાથમાં સોનાના થાળો હતા, તે ઉપર કીનખાપના સોનાના ઝુમખાવાળા રૂમાલો ઢાંકેલા હતા. એ થાળો મેવા અને મીઠાઇઓથી ભરેલા હતા તથા કેટલાકમાં સોના મોહોરો, મોતીની માળાઓ, કીનખાપનાં થાનો ઇત્યાદિ પોશાકી સામાન હતો. આ સ્ત્રીઓનું ટોળું જોઇ ચંદનો રસાલો તો દિગ્મૂઢ થઇ ગયો. કેટલાકો તો તેઓને અપ્સરાઓ સમજી મૂર્છા ખાઇ પડી ગયા. પણ એક હિમ્મતવાન સખ્સે તેઓમાંની મુખ્યને પૂછ્યું કે "તમે કોણ છો અને શા વાસ્તે અહીં આવીઓ છો?" તેને જવાબ મળ્યો કે અમે જયચંદના અંતઃપુરની અને રાણી જુન્હાઇની[૧] દાસીઓ છઇએ, તથા રાણીસાહેબની તરફથી ચંદવરદાઇને મેમાની આપવા આવીઓ છઇએ, ત્યારે તેઓને ધીરજ આવી. અને ચંદને પૂછી તેઓને અંદર જવા હુકમ દીધો. મુખ્ય દાસીએ રાણી સાહેબ તરફથી ચંદને આશીશ ફરમાવી મેમાની નજર કરી, એટલે માણસોએ થાળો ઠલવી લઇ પાંચ પાંચ મોહોરો માંહે નાંખી પાછા આપ્યા અને ચંદે રાણીસાહેબના વિવેકની કેટલીક તારીફ કરી દાસી સાથે આશીર્વાદ કહાવી મોકલ્યો.

૧ સિંહલદ્વીપની પદ્મિની હતી જેને પેટે સંયોગતા જન્મી હતી.

જયચંદે ચંદની સરભરામાં માણસો સોંપ્યાં હતાં તેઓને કહી રાખ્યું હતું કે આ સાથમાં પૃથિરાજ છે એવો મને શક છે માટે તેની તજવીજ રાખજો. આ લોકોએ ઘણું ગુપ્ત રાખ્યું હતું પણ જયચંદનો એક સેવક પૃથિરાજને ઢોરણી ઉપર અને ચંદને નીચે બેઠેલો જોઇ ગયો હતો તેણે વાત કરતાં જયચંદને નક્કી થયું અને પૃથિરાજને પકડવાનો તેણે દૃઢ નિશ્ચય કીધો. તોપણ એક વખત પોતે જઇ નક્કી કરી આવવા ચંદને ઉતારે ગયો. ચંદ તેને ઊંચે આસને બેસારી પોતે નીચે બેઠો. જયચંદના વિવેકની તથા બીજી આડી અવળી કેટલીક વાતો ચલાવી ચંદે પૃથિરાજને કહ્યું કે રાજાધિરાજને પાન આપો. પૃથિરાજે પાંચ આંગળાંમાં પકડી દાન આપવાની રીતે જયચંદને બીડું આપવા માંડ્યું. રાજાને બીડું આપવાની રીત એ છે કે હથેળીમાં રાખી આગળ ધરવું, પણ પૃથિરાજ મહા અભિમાની તે એ રીતે આપી પોતાનું હલકું કેમ કહેવરાવે? તેમ જયચંદ પણ એવી રીતે લે નહીં, તેથી તકરાર થઇ પડી. એટલામાં ચંદ બોલ્યો કે :—

तुलसीयं विप्रहस्तेषु विभूति वरयोगिनां ।
तंबोलं चंदहस्तेषु त्रयो दान सु आदरं ॥

જેમ વિપ્રનાં હાથની તુલસી અને યોગીના હાથની વિભૂતિને માન અપાય છે તેમ ચંદનાં તંબોળને આદર આપવો જોઇએ.

તંબોળ આપનાર તો સેવક છે પણ તંબોળ ભાટના ઘરનું છે માટે તે લેવામાં અડચણ નથી એમ ધારી જયચંદે હાથ ધર્યો પણ તે સેવકે એટલા જોરથી તેની હથેળીમાં પાન મૂક્યું કે જયચંદનું કાંડું ખડી જવામાં થોડીકજ વાર રહી અને વજ્રનો ઘા લાગ્યો હોય એવું દૂખવા માંડ્યું. જયચંદને હવે નક્કી થયું કે એજ પૃથિરાજ છે, માટે ઘેર જઇ તેઓ ઉપર ઘેરો મોકલી પકડી લેવાનો નિશ્ચય કરી ત્યાંથી વળી નીકળ્યો. પાછળથી તંબુમાં નીચે મુજબ વાતો ચાલી :—

**પૃથિરાજ**—મેં જયચંદની સભા જોઇ તથા બીજીવાર તેના સામંતો સહિત તેને અહીં જોયો પણ જેટલો દમામ આપણા ધારવામાં હતો એટલું તો મેં કાંઇ દીઠું નહીં.

ચંદ—ખાલી ફુલાઓ છો શું. હજી તો તેની સભામાં મારો ચંપુ પકડીને જઇ શક્યા હતા ?

સામંતોની પેઠે મિસલમાં બેસવું, અને ખાનગીમાં પૃથિરાજે ઢોરણી ઉપર અને ચંદે પોતાની મિસલ ઉપર બેસવું.

જયચંદે સુમતિ પ્રધાન અને પ્રોહિત શ્રીકંઠ સાથે ચંદ વાસ્તે મેમાની મોકલી. તેઓ ઉતારામાં દાખલ થયા કે પૃથિરાજે ઢોરણી છોડી ચંદને આપી. ચંદે ઉભા થઇ તેઓ સાથે હાથ મેળવી ખબર અંતર પૂછી મેમાનીની ચીજો રખાવી થાળોમાં બે બે મોહોર નાખી પાછા આપ્યા અને પ્રધાન તથા પ્રોહિતને પાન બીડાં આપી વિદાય કીધા. તેટલામાં તો સ્ત્રીઓનું એક ટોળું જાણે સાક્ષાત્ કામદેવનું લશ્કર હોય નહીં એવું પોતાના ઉતારામાં આવતું જોયું. તે કુલ સ્ત્રીઓ સોળ સોળ વર્ષની ઉમ્મરની એક સરખા કદની, પોશાકમાં સર્વેને પીરોજા રંગના મલમલના મોટી ઘેરેવાળા જરીની કીતો લગાવેલા લેંગા, રાતી ખીનખાપની ચોળીઓ, અને ગુલાબી રંગની કીતોવાળી ઓઢણીઓ, ઘરેણામાં કપાળમાં સોનાની આડો, કાનમાં કર્ણફૂલો, નાકમાં નકવેસર, કોટમાં મોતીની માળાઓ, હાથમાં જડાઉ કંકણ અને બાજુબંધો, તથા પગમાં રૂપાનાં જેવર સાંકળાં અને કડીઓ, એ રીતે તે સ્ત્રીઓએ એક સરખો પોશાક અને ઘરેણાં પહેર્યા હતાં. તેઓના હાથમાં સોનાના થાળો હતા, તે ઉપર કીનખાપના સોનાના ઝુમખાવાળા રૂમાલો ઢાંકેલા હતા. એ થાળો મેવા અને મીઠાઇઓથી ભરેલા હતા તથા કેટલાકમાં સોના મોહોરો, મોતીની માળાઓ, કીનખાપનાં થાનો ઇત્યાદિ પોશાકી સામાન હતો. આ સ્ત્રીઓનું ટોળું જોઇ ચંદનો રસાલો તો દિગ્મૂઢ થઇ ગયો. કેટલાકો તો તેઓને અપ્સરાઓ સમજી મૂર્છા ખાઇ પડી ગયા. પણ એક હિમ્મતવાન સખ્સે તેઓમાંની મુખ્યને પૂછયું કે "તમે કોણ છો અને શા વાસ્તે અહીં આવીઓ છો?" તેને જવાબ મળ્યો કે અમે જયચંદના અંતઃપુરની અને રાણી જુન્હાઇની[1] દાસીઓ છઇએ, તથા રાણીસાહેબની તરફથી ચંદવરદાઇને મેમાની આપવા આવીઓ છઇએ, ત્યારે તેઓને ધીરજ આવી. અને ચંદને પૂછી તેઓને અંદર જવા હુકમ દીધો. મુખ્ય દાસીએ રાણી સાહેબ તરફથી ચંદને આશીશ ફરમાવી મેમાની નજર કરી, એટલે માણસોએ થાળો ઠલવી લઇ પાંચ પાંચ મોહોરો માંહે નાંખી પાછા આપ્યા અને ચંદે રાણીસાહેબના વિવેકની કેટલીક તારીફ કરી દાસી સાથે આશીર્વાદ કહાવી મોકલ્યો.

---

૧ સિંહલદ્વીપની પદ્મિની હતી જેને પેટે સંયોગતા જન્મી હતી.

જયચંદે ચંદની સરભરામાં માણસો સોંપ્યાં હતાં તેઓને કહી રાખ્યું હતું કે આ સાથમાં પૃથિરાજ છે એવો મને શક છે માટે તેની તજવીજ રાખજો. આ લોકોએ ઘણું ગુપ્ત રાખ્યું હતું પણ જયચંદનો એક સેવક પૃથિરાજને ઢોલણી ઉપર અને ચંદને નીચે બેઠેલો જોઇ ગયો હતો તેણે વાત કરતાં જયચંદને નક્કી થયું અને પૃથિરાજને પકડવાનો તેણે દૃઢ નિશ્ચય કીધો. તોપણ એક વખત પોતે જઇ નક્કી કરી આવવા ચંદને ઉતારે ગયો. ચંદ તેને ઉંચે આસને બેસારી પોતે નીચે બેઠો. જયચંદના વિવેકની તથા બીજી આડી અવળી કેટલીક વાતો ચલાવી ચંદે પૃથિરાજને કહ્યું કે રાજાધિરાજને પાન આપો. પૃથિરાજે પાંચ આંગળાંમાં પકડી દાન આપવાની રીતે જયચંદને બીડું આપવા માંડ્યું. રાજાને બીડું આપવાની રીત એ છે કે હથેળીમાં રાખી આગળ ધરવું, પણ પૃથિરાજ મહા અભિમાની તે એ રીતે આપી પોતાનું હલકું કેમ કહેવરાવે? તેમ જયચંદ પણ એવી રીતે લે નહીં, તેથી તકરાર થઇ પડી. એટલામાં ચંદ બોલ્યો કે :—

तुलसीयं विप्रहस्तेषु विभूति वरयोगिनां ।
तंबोलं चंदहस्तेषु त्रयो दान सु आदरं ॥

જેમ વિપ્રનાં હાથની તુલસી અને યોગીના હાથની વિભૂતિને માન અપાય છે તેમ ચંદનાં તંબોળને આદર આપવો જોઇએ.

તંબોળ આપનાર તો સેવક છે પણ તંબોળ ભાટના ઘરનું છે માટે તે લેવામાં અડચણ નથી એમ ધારી જયચંદે હાથ ધર્યો પણ તે સેવકે એટલા જોરથી તેની હથેળીમાં પાન મૂક્યું કે જયચંદનું કાંડું ખડી જવામાં થોડીકજ વાર રહી અને વજ્રનો ઘા લાગ્યો હોય એવું દૂખવા માંડ્યું. જયચંદને હવે નક્કી થયું કે એજ પૃથિરાજ છે, માટે ઘેર જઇ તેઓ ઉપર ઘેરો મોકલી પકડી લેવાનો નિશ્ચય કરી ત્યાંથી વળી નીકળ્યો. પાછળથી તંબુમાં નીચે મુજબ વાતો ચાલી :—

**પૃથિરાજ**—મેં જયચંદની સભા જોઇ તથા બીજીવાર તેના સામંતો સહિત તેને અહીં જોયો પણ જેટલો દમામ આપણા ધારવામાં હતો એટલું તો મેં કાંઇ દીઠું નહીં.

ચંદ—ખાલી ફુલાઓ છો શું. હજી તો તેની સભામાં મારો ચંબુ પકડીને જઇ શક્યા હતા ?

પૃથિરાજ—ત્યારે તારે એમ જોવું હોય તો હું કાલ પ્રકટ થઇ રાજાનો વેષ ધારણ કરૂં છું પછી જોઇ લેજે સપાટા. તારીજ છાતી ધક ધક ધ્રુજવા લાગશે.

કન્હ—અરે રાજાધિરાજ, અને ચંદ! આ શું વાત માંડી છે. (ચંદને) તું તો ભાટ ભાઈ છો. આશીષ દઇ છુટી જઇશ પણ શૂરાઓનાં શીશો પડાપડ તૂટશે.[1]

એવી વાતો ચાલે છે તેટલામાં તો નગારાંના અવાજો, ઘોડાઓના ખોંખારા, શૂરાઓની હાકો, અને "પકડો પકડો" એ શબ્દો કાને પડ્યા, અને જોય છે તો છાવણીના આસપાસ ઘેરો લાગી ગયો.

મહોબાની લડાઇમાં સંજમરાય સદેહે સ્વર્ગે ગયો હતો ત્યારે કેટલાકોએ બૂમ ઉડાડી હતી કે સંજમરાય તો લડાઇમાંથી નાસી ગયો હતો વાસ્તે તેના દીકરા લંગરીરાયે પૃથિરાજ પાસે વચન માગ્યું હતું કે હવે લડાઇનું કામ પડે પેહેલો મને હુકમ કરજો; હું જો નાસીશ તો મારો પિતા પણ નાસી ગયા હતા. આજ કામ પડયું માટે લંગરીરાયે આવી સલામ કરી અને યુદ્ધમાં જવા રજા માગી. પૃથિરાજે તેને હુકમ આપ્યો અને છાવણીમાં પણ નગારાંના અવાજો થયા અને લંગરીરાય બે હજાર ઘોડાંથી ચઢ્યો. સામે રાવણ કોટવાલ ત્રણ લાખ લશ્કરથી આવ્યો હતો તેઓ વચે કાપાકાપી ચાલી. પહોર દિવસ ચડે યુદ્ધ શરૂ થયું અને ત્રીજો પોહોર થયો તેટલામાં તો જયચંદનાં બે લાખ માણસો રણમાં પડ્યાં. લંગરીરાયનાં પણ ઘણાં ખરાં ખૂટી ગયાં પણ જયચંદનાં માણસોનો બહુ ઘાણ વળી ગયો, અને લંગરીરાય ઉપર તીરોના વરસાદે કાંઇ અસર કરી નહીં માટે કીલ્લા ઉપરની કિલકિલા તોપ* છોડી. તોપ દેવીનું રૂપ છે અને લંગરીરાય દેવીનો ઉપાસક હતો માટે તે ઉપર તે છૂટી નહીં. ત્રણ વખત કાન ચાટી ગઇ ત્યારે કાંઇક કારણ છે એમ સમજી જયચંદે તેને એક પાડો ભક્ષ આપ્યો,

૧ અસલ રાસામાં "तुं भट्टही आसीस दे छुट्टही सूरन सीस तडतड तुट्टही" એવા બહુ વીર રસયુક્ત કવિત્તો છે.

* હાલમાં કેટલાકના સમજવામાં એમ છે કે તોપો અને બંદુકોની શોધ યુરોપમાં થઈ છે પણ તેમ નથી. પૃથિરાજના વખતથી અગાઉ છેક મહાભારથના વખતમાં અગ્નિબાણ હતાં તે [illegible] તો બીજું શું?

પણ કાંઇ થયું નહીં એટલે બીજો અને એમ એક પછી એક છ પાડા ચડાવ્યા, ત્યારે તે છૂટી જેથી લંગરીરાય પડયો. પણ એટલા વખતમાં તો જયચંદનાં એક લાખ બીજાં પણ માણસો ખપી ગયાં અને પૃથિરાજ તો પકડાયો નહીં માટે જયચંદે પંડે ચડવાનો ઠરાવ કીધો, અને વીસ લાખ ઘોડાઓ ઉપર પાખર પડ્યાં, જેથી દશ દિગ્પાળ ડોલવા લાગ્યા; શેષનાગથી પણ ભાર ઝલાયો નહીં; ત્રાહે ત્રાહે થઇ રહી અને જગતનો પ્રલય આવ્યો એમ સર્વેને જણાયું. સ્વર્ગમાંથી અપ્સરાઓ ટોળેટોળાં મળી વિમાનમાં બેસી તથા હાથમાં વરમાળાઓ લઇ મૃત્યુલોક તરફ આવીઓ. ગોરો અને કાળો ભૈરવ તથા જોગણીઓ તો વેહેલાંજ હાજર થયાં હતાં. ગીધો અને કાગડાઓને તો ઉજાણી મળી હતી, પણ હજી તૃપ્ત થયાં ન હતાં. કાળિકા માતા હજી રૂધિરપાનથી ધરાયાં ન હતાં; તેઓને હજી ઘણું લોહી મળવાનું છે માટે સહુ આનંદમાં ફરતાં હતાં. કનોજમાં નગારાના અવાજો અને સિંધુડા રાગ આડે કાન પડયું સંભળાતું ન હતું. એમ ચારે દિશાએ વીર રસ છાઇ રહ્યો હતો, પણ શેહેરની દક્ષિણ તરફ શૃંગાર રસનો એક દેખાવ જોવા લાયક હતો.

એક આરસના મેહેલના ગોખમાં એક પંદર વર્ષની અવસ્થાની મહારૂપવતી જેને પરમેશ્વરે નવરે વખતે ઘડેલી તથા અપ્સરાઓને પણ લજવી નાંખે એવી એક કન્યા ઉભી હતી. તેના અંગમાં યૌવનમદ અને પ્રેમમદ પરિપૂર્ણ વ્યાપી છલકાઇ જતો હતો. તેનાં સર્વાંગે સૌંદર્ય અને માધુર્ય રમી રહેલાં હતાં. તેનાં અંગ ઉપર રાતી ચીનાઇનો મોટી ઘેરવાળો જરીની ફીતો લગાવેલો લેંગો, આસ્માની રંગની અતલસનું ફીતોવાળું કડિયું, અને ફુલ ગુલાબી રંગની મલમલી ઓઢણી હતી. રંગારાએ એ ઓઢણી રંગવામાં ઘણીક કાબેલીયત વાપરી હતી, પણ તે સ્ત્રીના ગુલાબી ગાલ અને પરવાળાં જેવા હોઠોના કુદરતી રંગ આ મનુષ્યકૃત રંગને હસી કહાડતા હતા. તેના ગળામાં મોતીની માળા, હાથમાં લીલમનાં કંકણ અને પગમાં જડાવ જેવર સીવાય કાંઇ ઘરેણું નહતું. ચેહેરા ઉપર આંખમાં અંજન અને હડપચી ઉપર એક કાળું ત્રાજવું એ બે ઘરેણાં એટલે દરજ્જે બસ હતાં કે તે ઉપરાંત નાક કે કાનનું ઘરેણું ચેહેરાને દીપાવવાને બદલે ગુલાબી ચામડીને ઢાંકી દઇ કાંતિમાં ઘટારો બતાવ્યા શિવાય કોઇ રીતની શોભા આપત નહીં. એવી તે સ્ત્રી એક બાબત ઉપર એવી તે લીન થઇ ગઇ હતી કે આંખનું પલક પણ મારતી નહતી. આ અવસ્થામાં એ સ્ત્રીને જોઇ કોઇક એમ ખ્યાલ લાવે કે મયદાનવે જળને ઠેકાણે થળ અને

થળને ઠેકાણે જળ માલમ પડે એવો પાંડવો વાસ્તે મેહેલ બનાવ્યો હતો જે જોઈ દુર્યોધન ઠગાઇ ગયો હતો, તેમ આ પણ કોઇ કામશાસ્ત્રમાં કુશળ કારીગરે માણસોને ઠગવાને વાસ્તે જ્ઞાતયૌવના મુગ્ધા નાયકાનું કાષ્ટ કે પાષાણનું પૂતળું ખડું કરી રાખ્યું હશે એવી તે માલમ પડતી હતી, પણ ખરૂં જોતાં તેમ નહતું, એ તો ખરેખર પંચતત્વની સજીવન પૂતળી હતી. ગંગાનદીના કીનારા ઉપર એક સ્વાર ઘોડાને પાણી પાતો હતો તે ઉપર તેની નજર લાગી હતી. એ ઘોડેસ્વારનાં અંગ ઉપર મલમલનું ચોબગલું અગરખું, માથે ગુલાબી રંગની હિંદુસ્થાની પાઘડી, પગમાં ઉરેબદાર ઇજાર, ગળામાં એક રૂદ્રાક્ષની તથા મોતીની માળા, અને હાથમાં એક હીરાની વીંટી સિવાય કાંઇ ઘરેણું નહતું. જમણે ખભે કમાન તથા ડાબે પડખે તલવાર લટકાવેલી હતી તથા પીઠપર ઢાલ અને તીરોનું ભાથું એ બાંધેલાં હતાં. એમ દરેક વાતે તે સાદા પોશાકમાં હતો, પણ મલમલનાં અંગરખામાંથી જે તેની ગુલાબી રંગની કાયા દીપી નીકળતી હતી તેની તથા ચેહેરાની કાંતી જોતાં તે સાક્ષાત્ કામદેવનોજ અવતાર હોય એવો દીસતો હતો. પેલી સ્ત્રી તેના તરફ જોતાં જોતાં એટલી તો લીન થઇ ગઇ હતી કે આંખનું પલક પણ મારવું ભૂલી ગઇ હતી. તેનાં રૂંવે રૂંવાં ખડાં થઇ ગયાં હતાં. તેની છાતી ધડકવા લાગી હતી, સ્વર ભંગ થઇ ગયો હતો, અને આખા અંગની રગોમાં કામમિશ્રિત લોહી વેહેતું હતું. તે બિચારીના મનમાં હતું કે ઘોડો પાણી પી લેશે કે મારૂં આ દર્શનસુખ જતું રહેશે, પણ તેટલામાં ઘોડાની કેશવાળીમાંથી એક મોતી તુટીને પાણીમાં પડયું જેથી માછલાંઓ કાંઇ ભક્ષ જાણી ઉછળી ઉંચાં આવ્યાં. જે જોઇ સ્વારને ગમત થઇ માટે તે પોતાને હાથે તોડી તોડીને મોતીઓ ફેંકવા લાગ્યો અને માછલાંઓ ગમત કરવા લાગ્યાં. તેમાં ઘડીએક નીકળી ગઇ પણ કેશવાળીનાં મોતી ખૂટયાં; એ ખૂટતાં તે ગળાની માળા તોડી તેમાંનાં મોતી ફેંકવા લાગ્યો. આ સ્ત્રી તથા ઘોડેસ્વાર કોણ હતાં તે વિશે વાંચનારે અટકળ તો બાંધી હશે, તોપણ મારે જણાવવા જરૂર છે કે એ સ્ત્રી સંયોગતા અને સ્વાર પૃથિરાજ હતો. સંયોગતા એ વખતે વીરનાદો સાંભળી લડાઇનો તમાસો જોવા અગાસી ઉપર ચડતી હતી, પણ સ્વારને જોઇ ગોખમાંજ ઉભી રહી હતી, અને પૃથિરાજ લંગરીરાયે યુદ્ધ માંડયું અને દક્ષિણ તરફનો ઘેરો તોડ્યો ત્યારે પોતાના સામંતોને "શેહેર જોવાયું નહીં માટે તે જોઇ આવું" એમ કહી દક્ષિણ તરફથી નીકળી જઇ

આખું શેહેર ફરી વળ્યો હતો, અને ઘોડાને પાણી પાઇ મેલાણમાં જવા વિચાર રાખતો હતો, પણ હાલ તે મીનચરિત્રમાં એટલો તો લપટાઇ ગયો હતો કે તેના ઉપર ચડી આવેલું વાદળ તે વીસરી ગયો હતો.

કર્ણાટકી જે આ વખતે સંયોગતાની હજૂરમાં ઉભી હતી તેણે સંયોગતાને કામદેવનાં બાણોથી ઘાયલ થઇ ગયેલી જોઇ પુછ્યું; "બાઇ સાહેબ! આપણે યુદ્ધ જોવા સારૂ ઉપર ચડતાં હતાં અને તમે અધવચમાં આહીં કેમ ઉભાં રહ્યાં?"

**સંયોગતા**—અરે કર્ણાટકી, પેલો પુરૂષ તો જો જાણે સાક્ષાત્ ઇંદ્ર કે કામદેવજ છે.

**કર્ણાટકી**—હશે, ગમે તે હો, તમારે પરપુરૂષ સામું એવી રીતે જોવું યોગ્ય નથી.

**સંયોગતા**—પણ એ પુરૂપને જોઇ મારા શરીરમાં જે હાવ ઉત્પન્ન થાય છે તેથી હું ખચિત કહુંછું કે એ પૃથિરાજ છે.

**કર્ણાટકી**—(હસીને) અરે, પૃથિરાજ તો એંસી લાખ લશ્કરથી ઘેરાઇ ગયો છે તે અહીં ક્યાંથી?

**સંયોગતા**—ગમે તેમ હો પણ એ પુરૂષ તો નક્કી એજ છે. તું એને ઓળખે છે તો મને ખરેખર કહી દે. નહીં તો એનો ઘોડો નદી ઉપરથી ફર્યો કે મારા પ્રાણ નીકળી ગયાં જાણજે.

**કર્ણાટકી**—હા ખરેખર એજ છે અને એને બોલાવી લીધા જેવો બીજો લાગ હવે તમને મળનાર નથી.

તેટલામાં તો પૃથિરાજની માળાનાં મોતી ખુટયાં એટલે તેણે ઘોડાનાં પુછડાંમાંનાં મોતી ઉપર હાથ નાંખ્યો. સંયોગતાએ બે દાસીઓને સોનાના થાળો મોતીથી ભરેલા આપી પૃથિરાજ પાસે મોકલીઓ તથા તેને મેહેલમાં બોલાવી લાવવા કહ્યું. પૃથિરાજની નજર તો મીનચરિત્રમાંજ લાગી હતી અને પાછળ હાથ કરી પુછડાંમાંથી મોતીઓ કહાડતો હતો, તે પણ ખૂટવા આવ્યાં એટલામાં તો દાસીઓ જઇ પહોંચીઓ અને એક થાળ ઘોડાના પુછડાં આગળ ધર્યો તેમાંથી લઇ લઇ ફેંકવા લાગ્યો. એક ખૂટયો એટલે બીજી દાસીએ બીજો ધર્યો તે પણ થઇ રહ્યો અને છેલ્લે ઢાલા થાળમાં

તેનો હાથ લાગ્યો ત્યારે તેણે પાછળ જોયું તો અપ્સરાઓ જેવી બે સ્ત્રીઓ દીઠી. તેઓને જોઇ બોલ્યો, "અરે સ્ત્રીઓ, તમે કોણ છો? શું કનોજની જોગણીઓ છો કે જયચંદનાં રક્ષણ વાસ્તે મને કાંઇ છળ કરવા આવીઓ છો, કે અપ્સરાઓ છો? જો મારે માથે આવેલાં આ વાદળમાં હું શૂરો થઇ પડીશ વાસ્તે મને વરવાનું અગાઉથી વચન લેવા આવીઓ છો? કે છો કોણ?"

**દાસીઓ**—અમે જોગણીઓ કે અપ્સરાઓ કોઇ નથી, અમે તો સંયોગતાની દાસીઓ છઇએ.

**પૃથિરાજ**—ઓહો! શું સંયોગતાનો વૈભવ કે જેની પાસે તમારા જેવી તો દાસીઓ છે. પણ વારૂ મને એકવાર સંયોગતાનાં દર્શન કરાવશો કે એક વખતે લડાઇમાં મારૂં મરણ થાય તો જીવ અસદ્‌ગતીએ જાય નહીં.

**દાસીઓ**—અમે તમને બોલાવવા વાસ્તેજ આવ્યાં છઇએ; સંયોગતાને જોવી હોય તો પેલા ગોખ તરફ જુઓ.

આ બોલો સાંભળી જાણે આંધળાને આંખ અને કૃપણને ધન મળ્યું હોય એવો પૃથિરાજ ખુશ ખુશ થઇ ગયો. તેણે ઊંચું જોયું કે આગળ શ્રુતાનુરાગરૂપી આગ તો એની છાતીમાં બળતી હતી તેમાં દૃષ્ટાનુરાગરૂપી ઘી હોમાયું, જેથી મળવાને એટલો તો અધિરો થઇ ગયો કે પોતાના સાથીઓનું શું થશે તથા પારકા ને વળી શત્રુના ઘરમાં પેઠાથી પોતે પણ કાંઇ વિપત્તિમાં આવી પડશે એ વિશેનો કિંચિત્ પણ ખ્યાલ કીધો નહીં. પરંતુ એમાં એનો વાંક નથી, મોટા મોટા વિદ્વાનો કહી ગયા છે કે "कामांधो नैव पश्यति" તેમ પૃથિરાજ પણ કામાંધ થઇ ગયો હતો. તેણે ધાર્યું કે ઘોડા ઉપરથી ઉડીને ગોખમાં પડું, પણ તે કાંઇ પક્ષી ન હતો, એતો કાળાં માથાંનું માનવી હતો માટે એ વાત કેમ બની શકે? તેણે દાસીઓ સાથે રસ્તો પકડ્યો અને ગંગાકિનારે એક પડશાળ હતી તેમાં ઘોડાને બાંધી એક બારીને રસ્તે મેહેલમાં દાખલ થયો. સંયોગતા તેને જોઇ તરત ઊભી થઇ અને સંયોગતાને જોઇ પૃથિરાજનો પણ પગ થંભી રહ્યો. તેઓએ એક બીજાં સામું જરાક વાર ટગમગ ટગમગ જોયું પણ સંયોગતાથી પૃથિરાજ સામું વધારે જોવાયું નહીં માટે તે તેના પગના અંગુઠા તરફ નજર કરી

ઉભી રહી. તેની છાતી વધારે થડકવા લાગી; અંગમાં પસીનો ભરાઇ આવ્યો; રૂવેરૂવાં ઉભાં થઇ ગયાં, અને સ્વરભંગ થઇ ગયો. એમ બે ઘડી વીતી ગઇ પણ કોઇથી સ્થિરતા મૂકાઇ નહીં, તેમ બોલાયું પણ નહીં. પરંતુ જો કે સ્ત્રીને વિદ્વાનો આઠગણો કામ કહી ગયા છે, તે છતાં પણ નવોઢા સ્ત્રીમાં લજ્જાનું પ્રબળ એટલું હોય છે કે કામ ઉભરાઇ જતાં છતાં પણ તેનાથી બોલી શકાતું નથી માટે આખર પૃથિરાજ બોલ્યો.

**પૃથિરાજ**—મારી પ્યારી, મારી આંખની કીકી, મારાં હૈયાના હાર, તારે વાસ્તે હું આટલું બધું સંકટ ઉઠાવી અહીં આવ્યો છું તેને વાસ્તે તને કાંઇ લાગતું નથી? બે ઘડીવાર સુધી તો હું તારાં નેત્રોમાંથી વરસતાં કામદેવનાં બાણની ઝપટ ઝાલી શકયો પણ હવે મને મૂર્છા આવી જશે એ વિશે તને કાંઇ પણ લાગતું નથી?

**સંયોગતા**—પ્રાણનાથ! આ તન મન સહુ આપનેજ અર્પણ કરેલું છે. તે તો આપ જાણોજ છો, અને ગુરૂજનોની મરજી વિરૂદ્ધ આપના રૂપગુણ અને પરાક્રમો ઉપર મોહીત થઇને આપ સાથે પ્રીતિ બાંધી તે કેવળ આ ભવસંસારરૂપી દરિયો સુખેથી પાર ઊતરવા માટે, પણ મને હાથ અડકાડો તેની અગાઉ વિવાહનાં કાંઇક ચિન્હ ધારણ કરી ગાંધર્વવિવાહની ક્રિયા કરો એટલે હું તમારી હમેશની દાસી છું.

કર્ણાટકી પાસે ઉભી હતી તે આ સંભાષણ સાંભળી કંકુ અને મોતીની અડાળી તથા કંકણ લાવી, અને પૃથિરાજને તિલક કરી મોતી ચોડી કંકણ હાથે બાંધી દૂર જતી રહી. પૃથિરાજે તે રાત આખી સંયોગતાના મેહેલમાં ખુશીમાં કહાડી, પણ જ્યારે કુકડાના શબ્દો, દેવળના ઘંટો, રાજદ્વારનાં વાજિત્રો, ગંગાકિનારે સ્નાન કરવા જતાં લોકોનાં ભજનો અને ઘંટીના નાદો ઇત્યાદિ અવાજો તેને કાને પડ્યા ત્યારે તેની ઉંઘ ઉડી ગઇ. ઉંઘની સાથે ચાર પહોર અગાઉ જે તે ધારતો હતો કે સંયોગતાથી તો શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી એક ડગલું પણ દૂર થવું નહીં એ વિચારો પણ સ્વપ્નમાં થયા હોય તે પ્રમાણે હવામાં ઉડી ગયા, અને હવે તેનું દિલ તેના સામંતોમાં લાગ્યું. પોતે શેહેરની શોભા જોવા નીકળેલો ત્યારે લંગરીરાય લડતો હતો પણ તેનું પરિણામ તેના જાણવામાં ન હતું. લંગરીરાય ઉપર કિલકિલા તોપ છૂટેલી તેના અવાજે તથા હજારો વીરહાકો અને મરતાંની

કીકીયારીઓ સાંભળી હતી જેથી તેણે જાણ્યું હતું કે કાંઇક મોટી ખરાબી તો થયેલી; પણ તે કેટલી અને શી રીતની તે જાણવામાં તે અધિરો થયો, માટે તેણે સંયોગતાને નિદ્રામાંથી ઉઠાડી તેને છેલ્લું ચુંબન કરી જવાની રજા માગી. "જવું" આ શબ્દ સાંભળતાંજ સંયોગતાની છાતી ભરાઇ આવી અને તેની આંખમાંથી દડદડ આંસુ પડ્યાં. પણ પૃથિરાજે તેને ધીરજ આપી કેટલીક રીતે સમજાવી અને આજની રાત્રે ફરી ગમે તેમ કરી પણ તેને મળવાનું વચન આપી તે બહાર નીકળ્યો. તે બહાર આવ્યો તેવોજ તેને એકસો પઠાણની એક ટોળીએ દીઠો. તે કોણ છે અને શા કારણથી અંતઃપુરમાંથી આ વખતે નીકળ્યો તે તો તેઓએ જાણ્યું નહીં, પણ તે પરદેશી છે અને આ વખતે નીકળ્યો તેમાં કાંઇક ભેદ ખરો એમ સમજી તેઓ પૃથિરાજ ઉપર ધસી આવ્યા. પોતા સામે દુશ્મનનાં માણસો આવે છે એમ સમજી પૃથિરાજે તેઓ સામે એક બાણ ફેંક્યું જેથી તેઓનો મુખ્ય પીરોજખાં પડ્યો. બીજે બાણે જલાલખાં અને ત્રીજે બાણે આલમખાં એ રીતે ત્રણ સરદારો તો પડ્યા, પણ તેટલામાં તો બીજાઓએ તેને ઘેરી લીધો. દુશ્મનો બહુ નજદીક આવી જવાથી તેની કમાન નકામી થઇ પડી એટલે તેણે તલવાર કહાડી, અને એવી સફાઇથી પટાના હાથ કીધા કે સોમાંનો એક પણ જયચંદને સમાચાર પહોંચાડવા સારૂ રહ્યો નહીં. અને તેઓનાં મુડદાંનો ઢગલો થયો તે પણ ગઇ કાલની લડાઇની ગણત્રીમાં ગણાઇ ગયો. અને પૃથિરાજ પોતાના કાકા કન્હને જઇ પગે પડ્યો.

**કન્હ**—અહો રાજાધિરાજ, હાથમાં કંકણ અને કપાળમાં તીલક એ માંગલિક ચિન્હો લઇ આવ્યા પણ એ હકીકત કેમ બની તે કહો, તથા બ્રાહ્મણ વાણિયાનાં લગ્નની પેઠે કન્યાને પીયર મુકીને વળી આવ્યા એ શું કીધું?

**પૃથિરાજ**—(સર્વે હકીકત વિદિત કરીને) કાકાજી, આપ પુછોછો એ ઠીક પણ નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

> यज्ञकालेषु धर्मेषु कामकालेषु शोभिता।
> सर्वत्र वल्लभा बाला युद्धकाले न शोभीता ॥

યજ્ઞ વખતે, ધર્મ વખતે અને કામભોગ વખતે એ બધે ઠેકાણે સ્ત્રી શોભે છે પણ યુદ્ધ વખતે શોભા આપતી નથી.

કન્હ—પણ એતો ઘેરથી લડવા નીકળીએ તે વખત સાથ ન લેવા વાસ્તે કહ્યું છે, પણ આપણે તો એ કન્યા ગાંધર્વવિવાહથી પરણવાને ઇરાદે આવ્યા છઇએ તો આવો રૂડો પ્રસંગ મળ્યો ભુલી ગયા એ તો ઠીક કીધું નહીં.

પૃથિરાજ—આપ કહો છો એ ઠીકજ છે, પણ લડાઇ તો જરૂર થશે અને તે સ્ત્રી સાથે હશે તો કેટલીક રીતની અડચણ થઈ પડશે માટે હાલ તો જાપરૂં કરી જેમ તેમ દિલ્લી પહોંચીએ; પછી ધીને ધડે ધી થઇ રહેશે. હવે એ કન્યા કાંઇ બીજાને વરવાની નથી.

કન્હ—મહારાજ, આપ કોઇ વાતની ચિંતા ન કરો. અમારાં ધડ ઉપર માથાં હશે ત્યાં સુધી તો તમને દિલ્લીમાં પહોંચાડી દેશું અને કમળ ભમરાને વીંટાઇ રહે છે તે પ્રમાણે વીંટાઇ જઇ આપનું રક્ષણ કરીશું.

ચંદપુંડિર—ખરેખર એમજ સમજજો પણ કન્યાને મૂકીને જવું એ વાત આપણી કીર્તિને ઝાંખ લગાડનારી છે.

સર્વાનુમતે એમ ઠર્યું કે સંયોગતાનું હરણ તો કરી જવું. માટે પૃથિરાજ રાત્રે ગયો ત્યારે પોતાના થોડાક સામંતોને પણ સાથે તેડી ગયો.

ચૈત્ર શુદ ૧૫ ની રાત્રીના બાર વાગ્યાનો વખત હતો, ચોરનો રિપુ ચંદ્રમા મધ્ય આકાશમાં આવી પૂર્ણકળાથી પ્રકાશતો હતો. આસપાસ સઘળું શાંત હતું; ઉંડો ઉંડો ગંગાનદીના પ્રવાહનો ઘુઘવાટ દૂરથી સંભળાતો હતો; ચકવાચકવી શિવાય તમામ જીવજંતુઓ વૃક્ષો ઉપર સ્થિર પડ્યાં હતાં; આકાશ સાફ હતું અને ચંદ્રમાનાં તેજથી આખું વન રૂપેરી રંગનું દીસતું હતું. આ વખતે આરસના મેહેલને લગતા એક બગીચાની દેવાલ ઉપરના આરસના કઠેડામાં એક સ્ત્રી ધોળાં રેશમના ગાદી તકિયા ઉપર લમણે હાથ દઇ બેઠી હતી. તેના અંગ ઉપર ઓઢણી, કાંચળી અને લેંગો હતાં તે તમામ ડોલરના ફુલનાં ગુંથેલાં હતાં, ગળામાં મોતીની માળા, હાથમાં હીરાનાં કંકણ અને પગમાં સ્ફટિકનાં સાંકળાં હતાં. એ રીતે તમામ શુકલાભિ-સારિકાના વેષમાં તે સ્ત્રી પોતાના પતિએ ગઇ કાલે મળવાનું વચન આપ્યું હતું તેની રાહા જોતી બેઠી હતી. વાટ જોતે જોતે બહુ અધીરી થઇ ગઇ અને અર્ધી રાત ગઇ ત્યાંહાં સુધી ધીરજ રાખી બેઠી અને અંતે પગરખાંનો અવાજ સાંભળી ખુશી થઇ. પણ જ્યારે તેણે એકને બદલે આઠ પુરૂષો

દીઠા ત્યારે તે ગભરાઇ. તોપણ તેણે ધીરજ રાખી જોયું તો બીજા સાત તો અણજાણ્યા હતા પણ તેમાં પોતાના પ્રાણ પૃથિરાજને જોયો ત્યારે તેને શાંતિ થઇ.

**સંયોગતા**—(પૃથિરાજને) આપે એકલા આવવાનું વચન આપ્યું હતું અને આટલા બધા સામંતોને સાથે લાવ્યા તેનું કારણ શું? પણ હશે એ-ઓની સરભરાનું કામ મારી દાસીને સોંપું છું અને આપ અંદર પધારો.

**પૃથિરાજ**—પ્યારી, અમારો વિચાર બીજો છે. આજની રાત અહીં નહીં પણ મારાં મેલાણમાં જઇ કહાડવી છે.

**સંયોગતા**—મારા હૈયાના હાર હું ત્યાં આવવા તૈયાર છું, પણ સવાર થયે આપ મારા મેહેલમાંથી નીકળી જાઓ તેના કરતાં મારે તમારાં મેલાણ-માંથી પાછું આવવું ઘણું વિકટછે.

**પૃથિરાજ**—મારી વ્હાલી, પાછું આવવાની જરૂર પણ નથી. હવે આ મેહેલને અને કનોજને છેલ્લું નમન કરી લે અને દિલ્હી તરફ તારૂં મન લગાડ.

**સંયોગતા**—પ્રાણાધાર એ વાસ્તે હું તૈયાર છું પણ આપે મારા પિ-તાનાં બળનો કાંઇ ખ્યાલ કીધો છે? તે ચડે છે ત્યારે ગંગા જેવી નદીનાં વેન પણ ચૂકી જાય છે. લશ્કરની હરોલમાં માણસોને અને જનાવરોને તો પાણી મળે છે પણ મધ્યભાગનાંને કાદવ અને છેલ્લા ભાગનાંને તે પણ મળતો નથી એટલું જબરૂં અને જબરદસ્ત લશ્કર છે તે સામે આપથી આપનું રક્ષણ કેમ થશે?

**કન્હ**—હે પૃથિરાજ—વામાંગી!! એ વાતની જરા ફિકર કરો નહીં, અમારાં ધડ ઉપર શીશ હશે અને શરીરમાં લોહી વહેતું હશે ત્યાં સુધી તો આપને અને રાજાને જરા આંચ લાગવા દેશું નહીં.

**સંયોગતા**—આપ આપના બળના અભિમાનમાં એ વચનો બોલો છો પણ મારા પિતા ચડે છે ત્યારે દશે દિગ્પાળ કંપાયમાન થઇ જાય છે. શેષનાગ પણ પૃથ્વીનો ભાર ઝાલી શકતો નથી. ખેહ ઉડે છે તેથી સૂર્ય ઢંકાઇ જતાં રાત્રદિવસની ખબર પડતી નથી અને લશ્કરના પગના ઘસારાથી મોટા મોટા પર્વતો ઘસાઇ જાય છે.

**ગોયંદરાય ગેહેલોત**—હે પંગાની [1]! આપના પિતાનું એટલું લશ્કર છે એ અમને ખબર છે, પણ શું એંસી લાખ મૃગલાં દેખીને એક સિંહ ગભરાઇ જશે? એવા અમે સો સિંહ પૃથિરાજની હાજરીમાં છઇએઃ—અમે અમારાં માથાં આડાં દઇને પણ તમને દિલ્હી પહોંચાડી દેશું.

**સલખ પરમાર**—હે ચયચન્દ પુત્રી, આપ નિશ્ચિંત રહો. શ્રી કૃષ્ણ રૂક્મિણીનું હરણ કરી નાઠા ત્યારે રૂક્મિયાને બળદેવજીએ રોકી રાખ્યો હતો તેમ જયચન્દને અમે રોકી રાખી તમને દિલ્હી પહોંચાડી દેશું.

**સંયોગતા**—શ્રી કૃષ્ણનો પ્રતાપ જુદી તરેહનો હતો. વળી રૂક્મિયા પાસે મારા પિતાના જેટલું લશ્કર ન હતું.

हाहुलीराय हमीर—

## दोहो.

हाहुली राय हमीर कहे, सुण पंगानी बत्त ।
इक लडे असी लख्खसों, इसा सो भड किम भाजत्त ॥

**અલ્હર પડિહાર**—મામીજી, આપે કૂવાનાં દેડકાંની માફક જયન્દનીજ સાહેબી દીઠી છે, પણ પૃથિરાજનાં પરાક્રમો સાંભળ્યાં નથી! જેણે સાત વખત ગોરી શાહાબુદ્દીનને પકડી છોડી દીધો, તો તમારો પિતા કઇ ગણત્રીમાં!

**ચંદ પુંડિર**—હે કમધજ કુમારી, પૃથિરાજની સેવામાં અમ જેવા સો શૂરવીરો હાજર છે. તેમાંનો એક એક જણ આપ એક એક કોશ ચાલશો ત્યાં સુધી જયચંદને રોકીશું તોપણ દિલ્હી અહીંથી ૯૫ કોશ થાય છે ત્યાં આપ સુખે પહોંચી જશો.

**જામ જાદવ**—હે દિલ્લેશ પ્રિયા, અમે લોકો જે પ્રમાણે બોલીયે છીયે તે પ્રમાણેજ કામ કરી બતાવીએ એવા છીએ, માટે આપ કશી રીતનો થડકો ન રાખતાં ઘોડેસ્વાર થઇ જાઓ.

**નિડુરરાય**—(સંયોગતા કાકાની દીકરી બેન થાય છે માટે તેને કંઇ ન

[1] પંગ રાજા=જયચંદ, તેની દીકરી માટે પંગાની.

કહેતાં પૃથિરાજને) અન્નદાતા, હવે જેટલી ઢીલ થાય છે એટલું દિલ્લીને ને આપને છેટું પડે છે, માટે વિલંબ થવો ન જોઇએ.

પૃથિરાજે આ સાંભળતાંજ સંયોગતાને બાં પકડી પોતાના ઘોડા ઉપર પીઠ પાછળ બેસારી લીધી, અને રાતોરાત મેલાણમાં નીકળી ગયા. સવાર થયે પૃથિરાજે ચન્દ કવિને કહ્યું કે "જા, તું જઇ જયચન્દને ચેતાવ કે પૃથિરાજે તારો યજ્ઞ તો બગાડ્યો પણ કન્યાએ હરણ કરી જાય છે." ચન્દે તેમ કરવા મના કરી કહ્યું કે "મહાભારથના યુદ્ધમાં કર્ણ જો કે લડવામાં અતિરથીઓ કરતાં પણ વધારે હતો તોપણ તે પોતાના બળ ઉપર અભિમાન રાખનાર અને યુદ્ધ વખતે દયા આણનાર હતો; માટે ભીષ્મપિતા તેને અર્ધરથી કહેતા હતા; માટે હું કહુંછું કે હાલ અભિમાન કરવા જેવું નથી. હાલ તો આપણથી નાસી શકાય એટલું નાસવામાં લાભ છે. "વૃઠા મ્હે તો વાટાડુએ કહેશે." તો પણ પૃથિરાજે માન્યું નહીં અને ચન્દને મોકલ્યો. ચન્દે જઇ જયચંદને જાહેર કીધું કે તેની છાતીમાં આગ લાગી હતી તેમાં ઘી હોમાયું. તેની સેના તો તૈયારજ હતી માટે તેણે નગારાં ઉપરે ડંકો નાંખ્યો અને એકદમ બધાં લશ્કરથી ધસારો કીધો.

પૃથિરાજની તરફનાઓએ પોતાના બચાવ વાસ્તે એવો ઠરાવ કીધો હતો કે એક એક સામંતે પોતાથી જેટલો વખત જયચન્દનાં લશ્કરને રોકી શકાય તેટલું રોકવું અને તેટલામાં પૃથિરાજે તથા બીજાંઓએ દિલ્લી તરફ નાસવું. જયચંદનું લશ્કર આવી પહોંચતાં પ્રથમ ગોયંદરાય ગેહેલોત સામો થયો તેણે જયચંદનાં હજારો માણસોનો સંહાર કીધો, અને પૃથિરાજ ચાર કોશ સુધી નાઠો ત્યાં સુધી લડ્યો. પણ લાખોનાં દળ આગળ મુઠી ભર માણસોથી કેટલુંક ટકાય? આખર ગોયંદરાય પડ્યો અને જયચંદના લશ્કરનો પગ ઉપડ્યો. આગળ જતાં ચંદપુંડિરે તેને અટકાવ્યો, તેણે પણ જયચંદનાં લશ્કરની ખરાબી કરવામાં બાકી કાંઇ રાખી નહીં, પણ અંતે તે પણ પડ્યો. એટલે અતાતાઇ ચડ્યો. અતાતાઇ સામે કેહરકંઠીર એક હજાર શંખધરથી સામે આવ્યો. તેઓનાં માથાં ઉપર મોરપીંછ, અંગે ખુલ્લા તથા શંખનો નાદ કરતા તેઓ સામે આવ્યા, અને ઘણું વિષમ યુદ્ધ કીધું. અને અતાતાઇનાં લશ્કરને તથા પૃથિરાજને વીંટેલા સામંતોને વીંધી આરપાર નીકળી આવ્યા, તથા પૃથિરાજ અને સંયોગતા એક ઘોડાપર સ્વાર હતાં તેઓને આવી કેહરકંઠીરે કમાન ભરાવી,

અને ચાહ્યું કે બન્નેને ઘોડા સુદ્ધાંત ખેંચી જઇ જયચંદ પાસે ખડાં કરૂં. પૃથિરાજના ગળામાં કબાન ભરાતાં તે ગભરાઓ, પણ સંયોગતાને ઓસાણ આવ્યું તેથી તેણે પોતાના દાંત વતે કબાનની દોરી કરડીને તોડી નાંખી અને બેઉ છૂટાં થઇ ગયાં. પોતાની યુક્તિમાં નિષ્ફળ થતાં કેહરકંઠીર પાછો વળ્યો, અને જયચંદને જઇ કહ્યું કે તારી દીકરી તો ખુશીથી પૃથિરાજ ભેળી જાયછે. એટલું કહીને ફરી લડવા મંડ્યો તેમાં અતાતાઇને હાથે તલવારનો ઝાટકો લાગવાથી તેનું માથું ઉડી ગયું. અને તેના હાથના ઝાટકાથી અતાતાઇનું શીશ ધડથી જુદું થયું. માથાં ઉડી જતાં બંને કબંધો લડવા લાગ્યાં અને બેઉ તરફનાં માણસોનો ઘાણ વાળી નાંખ્યો.

આ બેઉ શૂરવીરો ઘણી આશ્ચર્યકારક રીતે લડ્યા, તેમાં કેહરકંઠીર લાગીના વેષમાં જયચન્દની સેવામાં કેમ આવ્યો હતો તે વિશે ચન્દ કવિને પૂછતાં તેણે ઉત્તર આપ્યો કે કેહરકંઠીર પરમાર રાજામાં મુખ્ય હતો. આ પૃથ્વીના ધણી પરમાર છે. [૧] બ્રાહ્મણોને તો બધા દાન આપે છે પણ તેણે ક્ષત્રીઓને દાન આપ્યાં છે. તેમણે પૃથ્વી ચકવે કરી નીચે મુજબ દાનમાં આપી દીધી:—

दियो दिल्लि तुंवरां, दई पट्टन चाऊरां;
दिय संभरि चहुवान, दई कनवज राठोरां;
परिहारां मुर देश, समा भट्टी सिंधू तट;
दइ सोरठ जादवां, दइ दक्षिनमु भाग षट;
चारनां कच्छ दीनी धरा, भट्टां पूरव भावही;
बनी गयो नृपति बंटी धरा, गिरिजापति माला गृही;

તુંવરને દિલ્હી, ચાવડાને પાટણ, ચહુવાણને સંભર (અજમેર), રાઠોડને કનોજ, પરિહારને મારવાડ, સમા અને ભટ્ટીને સિંધુકાંઠો, જાદવો (ચૂડાસમા)ને સોરઠ, દક્ષિણ છ ભાગમાં, ચારણોને કચ્છ અને ભાટોને પૂર્વ એ રીતે ધરતી વેંચીને રાજાએ સદાશિવના નામની માળા હાથમાં લીધી અને હજાર ભાઇઓ ઋષિના વેષમાં જંગલમાં રહી અજપા જાપ જપી તપ કરવા માંડ્યા.

૧ પૃથ્વી પતિ પરમાર, પૃથ્વીપર મારાંતણી.

એક વખત તેઓની એક ગાય, એક રાક્ષસ આવી ભક્ષ કરી ગયો. તે વિષે તેઓને એમ લાગ્યું કે અમે ક્ષત્રી બેઠે ગોવધ થયો તો તેનું પાપ અમને લાગ્યું. એમ માની તેના પ્રાયશ્ચિત્તમાં પીંપળનાં લાકડાંમાં બળી મરવાની તૈયારી કીધી, તે વખતે નારદ મુનીએ તેમને દર્શન દઇ કહ્યું કે, "એ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણો વાસ્તે છે. ક્ષત્રીઓ વાસ્તે તો ધારાતીર્થ [1] છે માટે તમે એ વાત છોડી દઇ જયચંદના યજ્ઞમાં જાઓ. ત્યાં તમને એવો પ્રસંગ મળશે, અને ગંગા નદીના કિનારા ઉપર તમારે અતાતાઇ ચહુવાણ સાથે યુદ્ધ થશે તેમાં કામ આવી મુક્તિ પામશો." એ ઉપરથી તેઓ અહીં આવ્યા હતા. તેઓએ કેટલોક વખત તપસ્યામાં કહાડ્યો હતો એટલે હવે અમને ક્રોધ કેમ ચડશે એ સવાલના જવાબમાં નારદજીએ એમને કહ્યું હતું કે જયચંદ પોતાની પુત્રી તમને આપવાનું જાહેર કરશે, તે વચ્ચેથી ચહુવાણ લઇને નાસશે એટલે તમને ક્રોધ વ્યાપશે. સામો અતાતાઇ પણ સદાશિવનો વરદાઇ હતો તેનો જન્મ થયો ત્યારે તે દીકરી હતી પણ તેના પિતા ચૌરંગી ચહુવાણે ભૂલથી દીકરાની વધામણી બહાર ફેલાવી. પણ ઘણી મુદ્દતે ખરી વાત બહાર પાડ્યા વગર છૂટકો નહીં માટે તેને પસ્તાવો થયો. તે વાસ્તે તે દીકરીને લઇ સદાશિવના મંદિરમાં જઇ બેઠો, અને પહેલી દીકરીને મારી નાંખી પછી પોતે કમળપૂજા કરવાનું ધાર્યું. તેવામાં સદાશિવે પ્રસન્ન થઇ તેને દીકરીનો દીકરો બનાવી આપ્યો, અને તે યુદ્ધમાં મોટાં મોટાં પરાક્રમો બતાવશે એવો તેને આશિર્વાદ આપ્યો હતો.

અતાતાઇ પડતાં વળી જયચંદનું લશકર આગળ ધસ્યું. તેમાંથી કાશીરાજા આગળ આવ્યો અને આમથી હમીર હાડો સામો થયો. તેઓની લડાઇમાં રાત્રી પડી જવાથી બેઉ દળે વીસામો લીધો. એમ ત્રણ દીવસ સુધી યુદ્ધ ચાલ્યું તેમાં જયચંદનાં લાખો માણસો કામ આવી ગયાં. પૃથિરાજનાં માણસોમાંથી પણ કેટલાંક ખપી ગયાં અને ઓગણપચાસ મોટા હોદ્દેદારો ખપી ગયા. પછી હરીસિંહ, કનક વડગુજ્જર અને નિડુરરાય ઇત્યાદિ એક પછી એક મોટી બહાદુરીથી લડી લડી પડ્યા. પછી કન્હ નરનાહ ઉઠ્યો. તે બખ્તર પહેરી તૈયાર થાય છે તેટલામાં તો જયચંદનું લશકર ભેટાભેટ થઇ ગયું એટલે તેનો ઘોડાવાળો *સઘન આગળ ધસ્યો સઘને કેર વાળ્યો અને એક ઘડી સુધી જયચંદના લશકરને રોકી આખર પડ્યો. પડ્યા કેડે એનું ધડ લડવા લાગ્યું,

---

૧ તલવારોથી લડી મરવું તે. * હાલ અપભ્રંશ "છગન"

તેટલામાં કન્હ પણ આવી પહોંચ્યો. કન્હ એક હજાર મીર તથા બીજું એક લાખ લશકર કાપી આખર પડ્યો. પડ્યા કેડે તેનું ધડ લડવા લાગ્યું તથા તેનો ઘોડો પણ શૂરો થયો બન્નેએ બહુ રાડ બોલાવી, પણ આખર એકનું ઓસડ બે. જયચંદનાં પચીસેક લાખ તો ખપી ગયાં હતાં પણ હજી ઘણાં હતાં તેથી તેઓએ વળી આગળ પગ ઉપાડ્યો.

કન્હ પડતાં અલ્હન કુમાર પરિહાર ઉઠ્યો. આ યોદ્ધો પૃથિરાજનો ભાણેજ થાય, તે એક વખત હજામત કરાવી ઉઠ્યો ત્યારે પૃથિરાજે તેના માથામાં ઠોલો મારયો, ત્યારે તેણે પૃથિરાજ સામી તલવાર ખેંચી. પૃથિરાજે તેને ધીમો પાડવા કહ્યું કે, "એમાં ગુસ્સે શું થાયછે! શૂરાઓનાં માથાં તો રાજાનાં છે, ધડ એઓનાં છે. જો અમે રીઝીયે છીએ તો માથાં ઉપર પાઘડી બંધાવીએ છીએ અને વખત પડે એજ માથાં તમે પણ અમને કામમાં આપોછો." એ વાતથી તે વખતે તો અલ્હન ધીમો પડી ગયો પણ હમણાં તેણે પોતાના મામાને કહ્યું કે, "મામા, માથાં તમારાં છે એમ સમજશો માં, ધડ પણ તમારાંજ છે." એમ કહી પોતાને હાથે પોતાનું માથું કાપી પૃથિરાજના હાથમાં મૂક્યું, અને કહ્યું કે દિલ્લીમાં પહોંચવા અગાઉ એ માથું જમીન ઉપર મૂકશો નહીં, તો હુંજ તમને દિલ્લી પહોંચાડી દઇશ. પણ સંયોગતા શ્રાપિત સ્ત્રી હતી. જો એમ થાય તો તેના વિવાહમાં તેના પતિ અને પિતાના કુળમાં થોડાંક માણસો રહી જાય તથા પૃથ્વીનો ભાર પણ પૂરો ઉતરે નહીં. માટે આગળ જતાં તેને તૃષા લાગી એટલે પૃથિરાજે તેને એક કૂવામાંથી પાણી કહાડી આપ્યું, પણ તેના હાથમાં મુડદાંનું માથું છે એટલે એ પાણી હું પીશ નહીં એમ કહ્યું. પૃથિરાજ કહે, "એ મુડદું નથી, એનું ધડ તો હજી લડેછે." પણ સ્ત્રીયા હઠને કોણ પહોંચે? પૃથિરાજે માથું હેઠું મુક્યું કે ત્યાં અલ્હન પડ્યો. અલ્હન પડતાં ફોજ આગળ ધસી અને તેઓ ભેટાભેટ થતાં અચળેસ ભાટી અને વિંજરાજ ચાલુક્ય આગળ થયા. તેઓ પછી લાખનસી વાઘેલો અને તુંવર પહાડ ઇત્યાદિ જયચંદના લસ્કરને રોકતા રોકતા પડ્યા, પણ પૃથિરાજ દુઃખે પાપે દિલ્લી પહોંચ્યો. તેની સાથે હાહુલીરાય હમીર, ચંદભાટ અને રામગુરૂ પ્રોહિત એ ત્રણ જણ બચ્યા. બાકી જણ બચ્યો ખપી ગયો જયચંદ દિલ્લીની નજદીક આવી પહોંચ્યો ત્યારે તેણે પૃથિરાજની પીઠ ઉપર બેઠેલી સંયોગતાને જોઇ. તે જોઇને તે બોલ્યો, "અરરર!! મેં યજ્ઞ કીધો તેમાં ઘીને બદલે લોહીની આહુતીઓ અપાઇ અને ફૂળ ફુલને બદલે મારૂં સુખ,

કીર્તિ અને લાજ હોમાઇ ગયાં. હજી પણ દિલ્લીને ઘેરો ઘાલી પૃથિરાજને પકડી શકુંછું પણ હવે દીકરીના સુખ સામું જોઇ પૃથિરાજને તેની આબરૂ, યૌવન અને દિલ્લી શહેર હું કાયજામાં આપી વળી નીકળુંછું.”એમ કહી વળી નીકળ્યો અને પાછળથી શ્રીકંઠ પ્રોહિતને મોકલીને કન્યાદાનની ક્રિયા કરી દિલ્લીમાં પૃથિરાજ અને સંયોગતાને પરણાવ્યાં.

# પ્રકરણ ૯ મું.

અગ્યાર અગ્યાર હજાર માણસો કપાઇ ગયાં તેની ખબરો દિલ્લી પહોંચવાથી કોઇ પલભર એમ ખ્યાલ કરશે કે ત્યાં રડારોળ થઇ રહી હશે. પણ ના; એ વખતમાં લોકો એવાં તો શામધર્મા હતાં કે એટલાં બધાં માણસો ખપાવીને પણ પોતાનો રાજા કીર્તિ જાળવી આવ્યો અને હાડકાં ચામડાંની એક સંજીવન પૂતળી લાવ્યો માટે ઘેરે ઘેર ઉત્સવ થઇ રહ્યો હતો. જે જે યોદ્ધાઓનાં મસ્તકો તેમની પ્યારીઓના હાથમાં આવ્યાં તેઓએ પોતાના પતિઓ સાથે સહગમન કીધાં, અને કેટલીકોએ રૂદ્રાક્ષની માળા તથા શ્વેત વસ્ત્ર ધારણ કરી ઇશ્વરભક્તિમાં પોતાનાં દિલ લગાડ્યાં.

દુઃખનું ઓસડ દહાડા વીત્યા કેડે સંયોગતાના વિવાહના ઉત્સવ દાખલ ગોઠો થવા માંડી. આજ ચાર કોશ ઉપર દેવીનું મંદિર છે તો ત્યાં, અને કાલ છ કોશ ઉપર બગીચો છે ત્યાં, એમ કેટલાક દિવસ ગોઠો અને તે સાથે જંગલમાં શિકારની ગમતો શરૂ થઇ. એક દિવસ શિકાર શોધનારાઓએ એક ગુફામાં સિંહ જેવું કાંઇક જોઇ રાજાને ચેતવ્યું, તે ઉપરથી રાજા તેનો શિકાર કરવા ચડ્યો; અને તેને બહાર કહાડવા કેટલાંક પ્રયત્ન કીધાં. તેમાં નિષ્ફળ જવાથી અર્ધ સળગ્યાં લાકડાંઓ અંદર નાંખી ધુંવાડો કીધો, કે તેથી ગુંગળાઇને સિંહ બહાર આવે. પણ એ કાંઇ સિંહ ન હતો; એ તો દુર્વાસા ઋષિનો શિષ્ય

ચક્ષુ:શ્રવા હતો, તે સિંહનું આખું ચર્મ ઓઢી તપસ્યા કરતો હતો, જેથી કાનને ઠેકાણે કાન, આંખને ઠેકાણે આંખ ઇત્યાદિ દેખાતું હતું, તે જોઇ શિકાર શોધનારાઓએ ભૂલ ખાધી હતી. પણ ભાવીને કોઇ પહોંચતું નથી. ધુંવાડાથી ગુંગળાઇ આંખો ચોળતો ચોળતો ઋષિ બહાર આવ્યો, અને સિંહચર્મ દૂર કરી રાજા પ્રત્યે બોલ્યો કે, "અરે અધમ, તેં મારી તપસ્યામાં ભંગ કરયો. હું અનાથ તપસ્વી કોઇને દુ:ખ ન દેતાં એકાંત ગુફામાં બેસી તપસ્યા કરતો હતો જેનું દશાંશ ફળ તો તને ઘેર બેઠે પહોંચતું હતું, પણ તેં પેટ ચોળી શૂળ ઉપજાવ્યું તો જા તને શ્રાપ આપું છું કે તારા દુશ્મનો તારી આંખોમાં કાચ ફેરવી તને આંધળો કરશે." રાજા ઘોડેથી ઉતરી ઋષિને પગે પડ્યો અને માફી માગી કે એ કામ મારાથી અજાણતાં થઇ ગયું છે માટે શ્રાપ નિવારણ થવો જોઇએ. ઋષિ કહે, શ્રાપ તો નિવારણ થશે નહીં, પરંતુ તેં અજાણતાં કીધું છે તો તને ચેતવું છું કે "એ શ્રાપ બાર મહીના કેડે અમલમાં આવશે ત્યાં સુધી તારે જે સાર્થક કરવું હોય તે કરી લે."

પરીક્ષિતને સાત દિવસની મેહેતલ મળી હતી તેમાં તેણે શ્રીમદ્ભાગવત સાંભળી દેહનું સાર્થક કર્યું હતું, પણ પૃથિરાજની ઇંદ્રિઓ હજી શાંત પડી ન હતી. તેણે પોતાની જિંદગીમાં શૃંગાર અને વીરરસજ ચાખ્યા હતા. ધર્મ અને વૈરાગ્ય શું ચીજ છે તેનો તેણે સ્વપ્નમાં પણ ખ્યાલ કર્યો ન હતો. રતિસુખ એજ આ જન્મનું સાર્થક સમજતો હતો, માટે તેણે બધું રાજકાજ તથા શિકારની ગમત છોડી દઇ એ સુખમાં પોતાનો કાળ નિર્ગમન કરવાનો ઠેરાવ કીધો. તેના મેહેલમાં સંયોગતા આવતાં તેની બીજી રાણીઓનાં, ચન્દ્રમા ઉગતાં તારાઓનાં તેજ ઝાંખાં પડી જાય તેમ ઝાંખાં પડી ગયાં હતાં. વળી મુશ્કેલીથી મળેલી ચીજ હમેશાં વાહાલી લાગે છે, માટે પૃથિરાજે સંયોગતાના મેહેલમાં રહેવું પસંદ કીધું. આખી રાત ગમતમાં કહાડી સવાર થયે શ્નાન કરી વસ્ત્રાલંકાર સજી કચેરી કરી સામંતો અને કાર્યભારીઓની સલામ લઇ જરૂરી કામ વિશે હુકમ આપી ફરી અંતઃપુરમાં દાખલ થઇ જતો, ને બીજે દિવસ સવારે નીકળતો હતો. પણ એટલોવખત તે પોતાથી દૂર જતો એ વાત સંયોગતાને ગમી નહીં. ચંદ્રકળા સ્થાન, અષ્ટવિધિઆલિંગન, સપ્તવિધિ ચુંબન, પંચભાવ, અષ્ટાદશ હાવ, ષડ્ઋતુ વિહાર ઇત્યાદિ કોકશાસ્ત્રના ભેદોમાં તે પ્રવીણ હતી, નૃત્ય ભેદ તથા સંગીત શાસ્ત્રમાં એક્કી હતી, અને નાયિકાભેદ તો

એ માના પેટમાંથી શીખીને જન્મી હતી; એવા એવા ગુણોથી તેણે પૃથિરાજને એવો તો લપટાવ્યો કે થોડા દિવસ કેડે કચેરી થવી પણ બંધ થઇ અને પૃથિરાજ પાળેલા પોપટની માફક સંયોગતાથી તેના પડછાયા જેટલો પણ દૂર ખસતો નહીં.

સંયોગતાએ પોતાના પીયરથી આવેલી સાતસો દાસીયોના સાત વિભાગ કરી સો સો દાસીની સાત ચોકી બેસારી દીધી. સામંતો અને કાર્યભારીઓને રાજાનાં દર્શન બંધ થવાથી તેઓ દોઢીએ જઇ દાસી સાથે દંડવત્ પ્રણામ કહાવી મૂકતા. તે પેહેલી ચોકીવાળી બીજીને અને બીજીવાળી ત્રીજીને, એમ સાતમીવાળી આવી જાહેર કરતી. પ્રણામ સાથે કોઇ વખત જરૂરી કામની અરજ પણ પહોંચાડતા; જેથી રાજાનો થોડોક વખત જવાબ દેવામાં જતો. એ વાત પણ સંયોગતાને પસંદ પડી નહીં; માટે તેણે પેહેલી ચોકીવાળી દાસીઓને પરભાર્યો જવાબ દઇ દેવા આજ્ઞા આપી.

જાતજાતનાં આસવોનાં[1] પાન, જાતજાતનાં આમિષોનાં[2] ભક્ષ, મૃગમદાદિ[3] તેલના તથા સુગંધી ઇત્યાદી કામોદ્દીપક પદાર્થોનાં સેવનોમાં પૃથિરાજ એટલો તો લંપટ થઇ ગયો કે તેને અસ્તોદયની પણ કળ પડતી નહીં. પણ "ધણી વિના ઢોર સુનાં" છ મહીના સુધી તો રાજાના ડરથી કાર્યભારીઓ અને તેઓના ડરથી રૈયત પોતાની માજામાં ચાલી, પણ હવે અટક તુટી. કાર્યભારીઓ જેના હાથમાં તેના મોંમાં; એમ રાજ્યની ઉપજ ગરક કરવા લાગ્યા તથા રૈયત ઉપર જુલમ કરવા લાગ્યા. ચોર અને લુચ્ચા લફંગાઓ નિર્ભય થઇ પોતાનાં કુકર્મો કરવા લાગ્યા. લશ્કરનાં માણસોને નિયમસર પગાર ન મળવાથી એક પછી એક નીકળી જઇ બીજાં રાજ્યસ્થાનોની સેવામાં રહ્યાં. એમ ચારે કોર અંધાધુંધ થઇ રહ્યું. વળી શાહાબુદ્દીન જેવો શત્રુ તો ઉપર ગાજતોજ હતો. પણ હજી રૈયતમાં શામ ધર્મ હતો. તેમાંના થોડાક આબરૂદાર ગૃહસ્થોએ સભા ભરી પોતાના તરફથી રાજાને કાંઇક અરજ કરવા ઠેરાવ કીધો. પણ તે અરજ પહોંચાડે કોણ? એ કામ રાજ્યનાં જુનાં માણસો સિવાય બનશે નહીં માટે તેઓએ તેવા-

૧ દારૂ. ૨ માંસ. ૩ કસ્તુરી.

માંથી ચાર જણ (ચામુંડરાય, હાહુલીરાય હમીર, ચંદ ભાટ અને રામગુરૂ પ્રોહિત) બચ્યા હતા, તેમાં ચામુંડરાય તો કેદ હતો, બાકી ચન્દ અને હાહુલીરાયને વિનતી કરી ચંદે કહ્યું, "આપણી અર્જેથી કાંઇ વળવાનું નથી." તોપણ રૈયતના અતિ આગ્રહથી તેઓને એ કામ ઉપાડવું પડ્યું. પણ દાસી પરબારો જવાબ આપે છે એ તેમને નક્કી હતું માટે ચંદે એક ચિઠ્ઠીમાં લખ્યુંકે "तुं पर गोरी रत्तियं, अरु ता घर गोरी तक्कियं" (તું તો ગોરી (સ્ત્રી, સાથ રતિસુખમાં પડ્યો છે પણ તારી ધરતીને ગોરી (શાહબુદ્દીન) તાકે છે.) આ ચીઠી તેઓએ પેહેલી ચોકીની મુખ્ય દાસીને આપી રાજાને પહોંચાડવા કહ્યું. એ દાસીઓ સંયોગતાની હતીઓ, કાંઇ પૃથિરાજની ન હતી, માટે એક પછી એક એમ સાતમી દોઢીવાળી પાસે જતાં તેણે રાજાની નજર ચૂકાવી સંયોગતાને વંચાવી. સંયોગતા વાચતાં-વેતજ ક્રોધાયમાન થઇને બોલી કે "અમો આવાં રતિસુખ માણીયે છીયે તેમાં વળી કામદેવની શત્રુ ચિંતા પેદા કરનાર ચીઠી લખવાળો કોણ છે! જાઓ એને છડીઓના પ્રહારથી માર મારી કહાડી મૂકો." હુકમ થતાંજ દાસીઓ સોનાની છડીઓ લઇ દોડીઓ. તેઓને આવતી જોઇ હાહુ-લીરાય અને ચંદ ભેદ સમજી ગયા, ને નાસવા માંડ્યું, પણ તેટલામાં તો દાસીઓંએ એક એક બે બે પ્રહાર કરી લીધા. હાહુલીરાય અને ચંદ સામા થયા હોત તો તો તે સાતેસોને પરલોકમાં પહોંચાડત, પણ તેઓએ ર-જપૂત ધર્મ સંભાળી અબળા સામો હાથ ઉપાડ્યો નહિ. દરવાજા પાસે પ-હોંચ્યા ત્યારે હાહુલીરાયે દરવાજાનાં કમાડો ખેંચી કહાડી પીઠ ઉપર ધરી લીધાં અને ચંદને પોતાની હરોળમાં લઇ લીધો. બેઉ જણા નાસે છે, પીઠ ઉપર કમાડ, તે ઉપર છડીઓના પ્રહાર થાય છે, તેઓનાં પાઘડાં વીખરાઇ ગયાં છે, જામા પગ નીચે આવવાથી તેમાં લીરા ઉતર્યા છે, ઇત્યાદિ દેખાવ જોવા લાયક હતો. પોતાની દાસીઓ હુકમ અમલમાં લાવે છે કે નહિ તે જોવા સંયોગતા એક ગોખમાં જઇ ઉભી કે પૃથિરાજ પણ તેની પાસે જઇ ઉભો. તેઓના જોવામાં એ તમાસો આવ્યો જે જોઇ સંયોગતા અને તેને જોઇ રાજા પણ હસ્યો. એ દેખાવ હાહુલીરાયના જોવામાં આવ્યો જેથી તેનું મગજ ફરી ગયું. દરબારની દેવડી સુધી તે-ઓને વળાવી દાશીઓ વળી નીકળીઓ એટલે હાહુલીરાયે કમાડ ફેંકી અને બોલ્યો "રાજાની વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ ચૂકી. મારી

મારો બાપ એકજ દીઠો હશે તો હું હવે રાજાને સંયોગતા સાથે વધારે સુખ ભોગવવા નહિ દઉં. હવેથી દિલ્લી અને સંયોગતાનો ચૂડલો ભાંગ્યો જાણજો, અરે ચંદ! તારે મારી સાથે ચાલવાનો વિચાર હોય તો ચાલ અને દિલ્લીનું પાણી અગ્રાહ્ય કર."

**ચંદ**—ઠાકોર સાહેબ, આપના મોંમાંથી એ વચન નીકળવાં ન જોઇએ. ગમેતેવો તોપણ આપણો રાજા છે. આજ વિષય લંપટ થઇ જવાથી આપણી આબરૂ લીધી પણ કાલ પાછો ઠેકાણે આવી જશે.

**હાહુલીરાય**—હવે ઠેકાણે આવી રહ્યા. એ સંયોગતા સંયોગતા નહીં, પણ ભરતખંડમાંથી હિંદુરાજ્યની મૂર્તિમંત વિયોગતા છે માટે હવે સારૂં થવાની આશા રાખવીજ નહીં.

**ચંદ**—પણ આગળ આપણને લાડ લડાવેલાં તે તરફ અને શામધર્મ તરફ તો જુઓ, ભાવી હશે તે તો થશે પણ એ કામની બદનામી તમારે લીધા જેવું નથી.

**હાહુલીરાય**—આગળ લાડ લડાવેલાં તો આપણે પણ લાખો દુશ્મનોની ભીડમાં માથાં હાથમાં લઇ લડ્યા છઇએ, અને હજી પણ એ કામ મેં માથે ઉઠાવ્યું નહોત, પણ રાજા આપણા બેહાલ જોઇ હસ્યો! ધિક્કાર છે આપણાં જીવતરને કે જે રાજા આપણા ભુજ ઉપર પોતાનું રાજ્ય અને કીર્તિ સમજતો હતો તે હવે આપણને ટુકરાખાઉ સમજે!!

**ચંદ**—ગમે તેમ હો પણ એ કામમાં હું સમ્મતિ આપતો નથી.

**હાહુલીરાય**—તું તો ભાટભાઇ છો. તમ લોકોની જીભમાં શૂરાતન છે, અંગમાં નથી. માટે ટુકરા ખાઓ અને પડ્યા રહો. મારાથી તો આ વાત સંખાતી નથી. સંયોગતાનો ચૂડલો ભાંગે નહીં ત્યાં સુધી મારે તો દિલ્લીનું પાણી અગ્રાહ્ય છે. (એમ કહી ઘોડો છોડી ગજની તરફ નાસી ગયો.)

દિલ્લી તો વેહેલીજ ડામાડોલ થઇ રહી હતી અને તેમાં હાહુલીરાય ઉપર મુજબ પ્રતિજ્ઞા કરી નાસી ગયો તેથી લોકોએ તો પૃથિરાજનાં રાજ્ય વિશેની બલકે તેની જીંદગી વિશેની પણ આશા છોડી. પણ કોની માયે શેર સૂંઠ ખાધી હોય કે હાહુલીરાયની પ્રતિજ્ઞાની વાત જઇ રાજાને કહે! રાજ્યનાં કામલાયક માણસો તો સંયોગતાના ભોગમાં જયચંદ સાથની

લડાઇમાં કામ આવી ગયાં હતાં, બાકી કોઇ ગણ્યાગણ્યા હતા તે દિલ્લીની દુર્દશા નજરે ન જોવાય તો સારૂં એમ ધારી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી વનમાં ચાલી નીકળ્યા. પૈસાવાળાઓ પોતાની મિલકત જમીનમાં દાટવા લાગ્યા. જેના ઘરમાં ખુબસુરત સ્ત્રીઓ હતીઓ તેઓ આબરૂના બચાવને વાસ્તે સ્ત્રીઓને નિર્ભય જગાએ મૂકવા બહાર નીકળી ગયા. કેટલાકો દેવદેવીઓની ઉપાસનાઓ કરી તેઓ પાસે મ્લેચ્છોનો રસ્તામાંજ નાશ થઇ જાય એમ માગવા લાગ્યા, ઇત્યાદિ દેશ ઉપર સંકટ આવતું જોઇ જે જે ઇલાજો લેવા જોઇએ તે તે લેવા લાગ્યા.

હાહુલીરાય ગજની જઇ પહોંચ્યો અને શાહાબુદ્દીનને સલામ કરી અરજ કરી કે હવે પધારો તો તમને દિલ્લી અપાવું. પણ શાહાબુદ્દીનને તો ઘા વીત્યા હતા તે એકદમ શત્રુના માણસની અરજ કેમ માને? હાહુલીરાય શાહાબુદ્દીનને વિચારમાં પડેલો જોઇ બોલ્યો, "જહાંપનાહ, એ બાબતમાં વિચાર કરવા જેવું કંઇ નથી. આપને સાત વખત બાંધી છોડી દીધા છે એટલે આપ એનાં નામથી દેહેશત ખાઓછો પણ હવે એ વાત રહી નથી. આપ જાણો છો કે કયમાષને તો એણે પોતાને હાથે મારી નાખ્યો છે, ચામુંડરાયને બેડી ઘાલી છે જેથી તેણે હાથમાં લોઢું ઉપાડવાની પ્રતિજ્ઞા લીધી છે, સંજમરાય મહોબાની લડાઇમાં અને કન્હ, લંગરીરાય, ચંદ પુંડિર, જામ જાદવ, ગોયંદરાય, અતાતાઇ ઇત્યાદિ કનોજની લડાઇમાં કામ આવી ગયા છે. બાકી હું, ચંદ ભાટ અને રામગુરૂ પ્રોહિત રહ્યા તેમાં હું અહીં આવ્યો છું, બાકી ભાટ અને બ્રાહ્મણભાઇથી શું થવાનું છે? માટે જલદી કરો, દિલ્લી સુધી પહોંચવા જેટલીજ વાર છે." એટલી વાતથી પણ શાહાબુદ્દીનને વિશ્વાસ આવ્યો નહીં માટે તેણે પોતાનો છુપ્પા જાસુસો મોકલી ખાત્રી કરી અને પછી ત્રીશ હજાર લશ્કરથી ચઢ્યો.

પૃથિરાજ વિષયલંપટ થઇ જવાથી તેને રાત્રદિવસનું ભાન નથી. હાહુલીરાયના બેહાલ થયા તથા તે વાસ્તે તે પ્રતિજ્ઞા લઇ ગજની ગયો છે, દિલ્લીમાં તીરકામઠું કે તલવાર ઉપાડે એવું એક પણ માણસ નથી, અને શાહાબુદ્દીન ચડી આવે છે એ વાતની પૃથિરાજના બનેવી સમરસિંહ રાવળને ચિત્તોડમાં ખબર થતાં તે તેરહજાર માણસથી પૃથિરાજની મદદ

વાસ્તે વગર બોલાવે દિલ્લીમાં આવ્યો. પણ અહીં તો "શેઠ આવ્યા તો કે નાંખો વખારે." કોના ધડ ઉપર એ માથાં હોય કે પૃથિરાજને એ વાત ચેતવી તેને સંયોગતાથી એક બે ઘડી જૂદો પાડે! માટે સમરસિંહ તો ગામ બહાર પોતાના તંબુ નાંખી પડયો.

"મહાયુદ્ધ" એ નામના અધ્યાયમાં ચંદ સમરસિંહની ચાલચલગતનું નીચે મુજબ બયાન આપેછે. લશ્કરમાં તે યુલિસિસ[1] જેવો હતો એવું ભાટનું વર્ણન છે. યુદ્ધમાં બહાદુર, ઠંડા મિજાજનો તથા ચતુર; મંત્રમાં દીર્ઘદર્શી, ડાહ્યો તથા વક્તા; સઘળે વખતે શુદ્ધ મનનો અને સભ્ય ચાલનો; પોતાના સરદારોનો વહાલો અને ચોહાણના સામંતો તરફથી માન પામતો એવો તે હતો. લશ્કર કૂચ કરતું ત્યારે શકુન અપશકુનનો ખુલાસો કરવામાં કોઇ પણ શકુનદર્શી અથવા ભાટ એનાથી ચડતો નહિ. રણક્ષેત્રમાં લશ્કરની ટુકડીઓને યુદ્ધના પોશાક પહેરાવી તૈયાર કરવામાં એનાથી કોઇ સરસ ન હતો. એના ઘોડાને કોઇ એનાથી સરસ રીતે ચલાવી શકતો નહિ, તેમ એનું તીરકામઠું એનાથી સરસ રીતે કોઇ વાપરી શકતો નહીં. યુદ્ધની વચ્ચે વચ્ચે જ્યારે વખત મળતો ત્યારે સરદારો મુખ્ય કરીને તેના તંબુમાં ભરાતા અને તેનાં વક્તૃત્વથી આનંદ પામતા તથા તેની વિદ્યાથી તેમને જ્ઞાન મળતું. ભાટ કબુલ કરે છે કે રાજ્યનીતિવિષે આપેલા તેના ઘણા ખરા વિચારો ખોમાન (સમરસિંહ) ના મુખમાંથીજ નીકળેલા છે. નીતિ બાબત તથા એલચીઓની વર્તણુંકના નિયમો બાબત, પ્રધાનો કેવા પસંદ કરવા તે બાબત તથા દૈવિક અને લૌકિક (તેમાં વિશેષ કરીને રજપૂતના રાજા તરફના) ધર્મ બાબત તેણે જે સરસમાં સરસ દલીલો આપી છે તે સર્વનું સાધારણ મૂળ આ ચિત્તોડના ચતુર રાજાના મુખમાંથીજ છે.

આવો સમરસિંહ કેટલાક દિવસ એમ બહાર બેશી રહ્યો, પણ ચેતવવાની કોઇની હિમ્મત ચાલી નાહ. આખર સમરસિંહે એક ચીઠી લખી તે ઉપર મીણ વીંટાળી પોતાના શીખવેલા પોપટની ચાંચમાં આપી તેને અંતઃપુરમાં જઇ રાજાના ખોળામાં નાંખવા કહ્યું. પોપટ

૧ હોમરકૃત "ઇલિયડ" નામનું કાવ્ય જેની વાત રામાયણ સાથે ઘણી મળતી આવે છે તેમાં કહેવા પ્રમાણે આ પુરૂષ ટ્રાયનાં યુદ્ધ વખત ગ્રીસ દેશનો એક નામાંકિત વીર હતો. એજ કવિનાં રચેલાં "આડિસી" નામનાં કાવ્યમાં આ પુરૂષનાં આશ્ચર્યકારક પરાક્રમોનું આબેહુબ વર્ણન આપેલું છે.

ચીઠી લઇ ઉડયો* અને અંતઃપુરમાં જોય છે તો એક ગુલાબજળના ભરેલા હોજમાં રાજા રાણી જળક્રીડા કરેછે. ક્રીડા કરી રહ્યા પછી સંયોગતા હોજમાંથી પ્રથમ નીકળી કપડાં પહેરવા લાગી અને રાજા હજી માંહેજ હતો તેટલામાં પોપટે તેના મો આગળ ચીઠી નાંખી. રાજાએ તે ઉપાડી લઇ મીણ ઉખેડી જોયું તો માંહે ચીઠી દીઠી. સંયોગતા આ બનાવ જોઇ ગભરાઇ અને ધાર્યું કે વળી કોઇએ ફિતુર ઉઠાવ્યું છે, રાજા ચીઠી વાંચશે તેમાં જો રાજ્યનાં અંધેર વિશે લખ્યું હશે તો તેનું મન ફરી જશે અને તે મારાથી દૂર જશે, માટે તે કહેવા લાગી, "ખમાં ખમાં પ્રાણનાથ! કાંઇ જાદુ ટુનો હશે, એ વાંચવાથી કાંઇ ખરાબી થશે માટે બાળી નાંખો." પણ તેટલામાં તો પૃથિરાજે તે વાંચી લીધી, અને અફસોસ કર્યો કે મારો બનેવી સમરસિંહ મારાં ગામમાં આજ આઠ આઠ દિવસ થયા આવી પડેલો છે પણ મને ખબર નથી. ધિક્કાર છે મને ને આ વિષયને. સંયોગતા તેની મુખમુદ્રા ઉપરથી સમજી ગઇ કે હવે આડું અવળું સમજાવી શકાય એવું લાગતું નથી માટે જે તરફ એનું મન વળ્યું હોય તે તરફ આપણો મત આપવો એમ ધારી પૂછ્યું, "મારા પ્રાણાધાર! આવડું બધું મ્હો ઉતરી જવાનું કારણ શું? ચીઠીમાં કાંઇ ખરાબ ખબર તો નથી?"

**પૃથિરાજ**—ના પ્યારી, એવું તો કાંઇ નથી, પણ મારો બનેવી સમરસિંહ આઠ રોજ થયા શેહેરને પાદર આવી પડેલો છે તેની મને કોઇએ ખબર પણ કરી નહીં?

**સંયોગતા**—અહો હો!!! શી ખુશ ખબર!!! સમરસિંહજી, આપણા દરબારમાં મીજમાન!!! આજ તો દુધના મ્હે વરસ્યા. આપ જલદી એમનો સત્કાર કરો અને હું પણ એમની સરભરાની તૈયારી કરૂં છું. અને જે દાસીને ખબર થયા છતાં આપણને ચેતવ્યું નહીં તેની તપાસ કરી હું તેને શિક્ષા કરીશ.

પૃથિરાજે તરત બહાર આવી નગારાં ઉપર ડંકા નાખ્યા અને સ્વારી તૈયાર કરાવી સામૈયું કીધું. એક તો સમરસિંહનું દિલ્લીમાં આવવું એજ એક મહોત્સવ હતો પણ તેમના આવવાથી બાર બાર મહીના થયા

* ફ્રેંકો જર્મન લડાઇમાં કબુતરો ચીઠીઓ લઇ જતાં હતાં એમ જેમણે વાંચ્યું છે તેમને આશ્ચર્ય લાગશે નહીં.

લોકોને પોતાના ધણીનાં દર્શન થયાં ન હતાં તે થયાં, અને પૃથિરાજ તથા સમરસિંહને કચેરીમાં સાથે બેઠેલા જોઇ લોકોના હર્ષનો પાર રહ્યો નહીં, એ હર્ષના ઉભરામાં વાજંત્રો ઉપર એટલાતો જોરથી ઘા પડ્યા કે તે શોરથી દરબારના ચોકની એક જમીન ફાટી મોટી શિલા ઉથલી પડી, અને તેમાંથી સદાશિવનો ગણ વિરભદ્ર કે જેણે દક્ષપ્રજાપતિનો યજ્ઞ અગાડી તે નોકરીના બદલામાં સદાશિવ પાસે ઊંઘ માગી હતી તે નીકળી આવ્યો, સદાશિવે તેને ઊંઘ બક્ષી હતી પણ તેને જે એ ઊંઘમાંથી જગાડશે તેનું રાજ્ય જશે એમ કહ્યું હતું માટે વિરભદ્રનો પૃથિરાજને શ્રાપ લાગ્યો. કવિ ચંદે એ વખતનું કેટલુંક ભવિષ્ય કહેલું કહેવાય છે માટે તે બોલમાં એ કવિતા હું અહીં દાખલ કરૂંછું.

रंग राग बागन थट्टयं, घन घोर सोर प्रगट्टयं।
सुनि अलख वीर स जग्गयं, सिर पलट ऊंघिय पग्गयं ॥
लंबी असी गज सज्जयं, पच्चास चोडिय गज्जयं।
दस गज सु दल परमानयं, तिहि गुफा खुल्हि अमानयं ॥
रुद्राक्ष मुद्रा धारयं, मुख शंभु शंभु उचारयं।
कर खडग खप्पर राखयं, मुख शंभु शंभु भाखयं॥
प्रथिराज कीन प्रणामयं, वोल्यो न वीर स त्तामयं।
तहां देख रावळ समरसी, छंड्यो न आसन रघुवंसी ॥
पूछत चंद सु वत्तियं, कहो होनहार स कथ्थियं।
यह होनहार स होय हे, दिल्ली न थिरता सोय हे ॥
पुन म्लेच्छ दल वळ जोर हे, अर शहर दिल्लिय तोरहे।
प्रथिराज जुद्ध न जीतहे, रण समय रावळ वीतहे ॥
चामंडराय गुरु रामही, कट परहि भारथ कामही।
प्रथिराज बंधहि पावही, खट मास विपत विहावही।
नृप शाह चंद रु तीनयं रहे एक ठोर सु लीनयं।
गोरी सु दिल्हि आनयं, पुनि वरत हिंदुसथानयं ॥

तिहि दुर्ग देवल भाजयं, अति आनरथ्थ स साजयं ।
वरते स वरसां दोयसे, ता पीछ चकता आवसे ॥
हिंदवान दंड भरावही, नृप घर घराहि घिय ल्यावही ।
दखनाद सुं दल आवही, तिहि तखत दिल्लि न पावही ॥
ता पीछ टोपी आवही बहु इलम कलम चलावही ।
नारी सु राजा वज्जसी, हिंदू तुरक सब भज्जसी ॥
इह तखत दिल्लिय आवही, नृप घर घराहि सुख पावहि ।
वह धर्मराज जमावही, प्रतिपाल न्याय कहावही ॥
जब न्याय बंधन छूटशी, तब आव पेटा फूटशी ।
मिलि वलक काबुल थट्टयं, तीजो स भूपत भट्टियं ॥
विद्धंश दिल्लि पाटयं, रहि वरस खट परनाटयं ।
सीसोद दिल्लि आवही, शिर राण छत्र धरावही ॥
पेंतीश वरष प्रमानही, भोगवे हिंदुसथानही ।
अजमेर पीर स जग्गही, पुनि तखत दिल्लिय मंगही ॥
तुंवर स दिल्लिय घेरही पुनि आण दिल्लिय फेरही ।
राठोड दिल्लि आवही, फिर धर्मनीत चलावही ॥

**ભાવાર્થ**—રંગ રાગના મોટા ઘોર અવાજો થયા જે સાંભળી અલખવીર જાગી ઉઠ્યો અને એક શિલા ઉથલી પડી; તે એંસી ગજ લાંબી, પચાસ ગજ પોહોળી, અને દસ ગજના દળની હતી. એ ગુફા ખુલી તેમાંથી એક વીર નીકળ્યો. તેણે રૂદ્રાક્ષની માળાઓ પેહેરેલી, હાથમાં ખડગ અને ખપ્પર ધારેલાં તથા મોઢેથી શંભુ શંભુ ઉચ્ચાર કરતો હતો. પૃથિરાજે તેને પ્રણામ કીધો પણ તે કાંઈ બોલ્યો નહિં. સમરસિંહ સદાશિવનો અવતાર હતો તેને જઈ તે પગે પડ્યો. ચંદ તેને પૂછવા લાગ્યો કે હવે શું થનાર છે. ત્યારે તેણે કહ્યું કે હોણહાર છે તે થાયછે અને દિલ્લી સ્થિર રહેશે નહીં. મ્લેચ્છનાં દળનું જોર થશે તે દિલ્લી શેહેર તોડશે; પૃથિરાજ યુદ્ધમાં જીતસે નહીં; અને રાવળ સમરસિંહ કામ આવશે. ચામુ-

पृथुराजवतार भई हरके, थिर नांहि रही उनही घरके ॥
दुजराम वडे न हुइ उनकी, फिरमात चलाइय वामनकी ।
हठराम फरस्स इकीस करी, वसुधा न रही सु उथल परी ॥
पत मोर बंध्यो शिर रावनको, जिन ध्यान कियो हे सदाशिवको ।
तिनसु तजि प्रीत खरी विसही, रघुनाथ लही अपनी सु कही ॥
प्रभु तीनहि लोक उपावनके रघुराम तिसे न हुई उनके ।
दुरजोधन जोध वडे जब्बरे, तिनसें अरजुन संग्राम मरे ॥
कल भारथ क्षोन अढार कटे, उनके घरहुसे गइ विछूटे ।
रन खेत मरंत लरंत अती, तिनको बल भक्ष करे धरती ।
रनखेत विचार लरे जबही, रजवट्टको नीर रहे तबही ॥

## दोहा.

वीरभद्र काहि ए कथा, बेठ गयो इहि ठान ।
फेर शिला शिरपर धरी, लगो हेत शिव ध्यान ॥

**ભાવાર્થ**—એવાં વીરભદ્રનાં વચન સાંભળી પૃથિરાજને શોચ થયો તે જોઇ મહાવીર બોલ્યો કે હે રાજા, કોઇ વાતનો શોચ કરવો નહીં. ધરતી કોઇને ઘેર રહી નથી અને કેટલીક વાર ઉથલી ગઇ છે. તે રાજા વેનની થઇ નહીં, વિશ્વંભરના હાથમાં રહી નહીં, સુરરાજ જેવાની પણ ન થઇ, હિરણ્યાક્ષને ઘેર પણ ન રહી, બળિરાજા, જેણે યજ્ઞ કીધા તેની પણ થઇ નહીં, ઉલટો વામનજીએ બાંધીને તેને પાતાળમાં મુકયો. માંન્ધાતાને ઘેર પણ સ્થિર રહી નહીં, જાળંધરને ઘેરથી પણ નીકળી ગઇ. શિવનો અવતાર પૃથુરાજા થયા તેને ઘેરથી પણ ચાલી ગઇ. પરશુરામ જેણે બ્રાહ્મણોનો હુકમ ચલાવ્યો અને એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કીધી તેના હાથમાંથી પણ ઉથલી ગઇ, સદાશિવનું ધ્યાન કરી રાવણે માથે મોડ બાંધ્યો તેની સાથે પણ પ્રીત તોડી ગઇ, એટલે રઘુનાથજીએ લઇને પોતાની કહી. એ રઘુનાથ, ત્રણ લોકના પેદા કરનાર એવાની પણ તે થઇ નહીં ; દુરજોધન

કરાય અને રામગુરૂ ભારતમાં કપાઇ જશે. પૃથિરાજ બંધીવાન પકડાઇ જઇ છ મહિના દુઃખ ભોગવશે. પછી તે, શાહાબુદ્દીન અને ચંદ એકજ ઠેકાણે રહેશે. ગોરીઓ જમાવ કરી હિંદુસ્તાનમાં ફેલાશે, તેઓ કિલ્લાઓ અને દેવળો ભાંગી નાંખી મોટો અનર્થ કરશે. એમ બસો વર્ષ ચાલ્યા પછી ચક્તા (મુગલ) આવશે. તેઓ હિંદુઓને દંડશે અને ઘેર ઘેરથી રાજાઓની દીકરીઓ પરણશે. તે પછી દક્ષિણથી દળ આવશે પણ તેને તખત મળશે નહીં. તે પછી ટોપી આવશે તે ઘણાક ઇલમ અને કલમ ચલાવશે. સ્ત્રી રાજા કહેવાશે અને હિંદુ તુરક બધા ભાગી જશે. તે પણ દિલ્હીનાં તખત ઉપર બેસશે અને રાજાઓ ઘેર ઘેર સુખ પામશે. તેઓ ધર્મરાજ જમાવશે અને ન્યાયના પ્રતિપાળ કહેવાશે. જ્યારે ન્યાયનું બંધન છુટશે ત્યારે ટોપીઓમાં પણ માંહોમાંહે ફુટ પડશે. બલ્ક અને કાબુલવાળો તથા એક ભટ્ટી રાજા મળીને દિલ્હીને તોડશે, તે છ વર્ષ રહેશે. પછી સીસોદિયા (ઉદેપુરવાળા) આવશે અને રાણોજી છત્ર ધરાવશે. તે પાંત્રીશ વર્ષ ભોગવશે. પછી અજમેરના પીર જાગશે તે પછી તુંવર અને તુંવર પછી રાહોડ થશે તે ફરીને ધર્મ નીત ચલાવશે.

## दोहा.

वीरभद्रके वचन सुण, लग्यो सोच चहुआन ।
महा वीर दृढ ग्यानको, बोल्यो तब बलवान ॥

## छंद त्रोटक.

नृप शोच न कीजिये काहुनको, भुगते जन भव्य सुखं दुखको ।
वसुधा किनके घर नांहि रही, पुनि केतिक वार उथल्ल गई ॥
नृप वेननकी न भई धरनी, कर वास विशंभरही करनी ।
सुरराज जेसे न हुई उनकी, घर नांह रही हरनांकुसकी ॥
बलकी न हुइ जिन जव्य किये, तिन वामन बांव पताल दिये ।
धरनी धरनी भइ माननकी, थिर वास करे न रही उनकी ॥
त्रिपुराज विसंम जालधरसे, उनके घरहुंसे गई निकसे ।

पृथुराजवतार भई हरके, थिर नांहि रही उनही घरके ॥
दुजराम वडे न हुइ उनकी, फिरमात चलाइय वामनकी ।
हठराम फरस्स इकीस करी, वसुधा न रही सु उथल परी ॥
पत मोर बंध्यो शिर रावनको, जिन ध्यान कियो हे सदाशिवको ।
तिनसु तजि प्रीत खरी विसही, रघुनाथ लही अपनी सु कही ॥
प्रभु तीनहि लोक उपावनके रघुराम तिसे न हुई उनके ।
दुरजोधन जोध वडे जबरे, तिनसें अरजुन संग्राम मरे ॥
कल भारथ क्षोन अढार कटे, उनके घरहुसे गइ विछूटे ।
रन खेत मरंत लरंत अती, तिनको बल भक्ष करे धरती ।
रनखेत विचार लरे जबही, रजवट्टको नीर रहे तबही ॥

## दोहा.

वीरभद्र कहि ए कथा, बेठ गयो इहि ठान ।
फेर शिला शिरपर धरी, लगो हेत शिव ध्यान ॥

**ભાવાર્થ**—એવાં વીરભદ્રનાં વચન સાંભળી પૃથિરાજને શોચ થયો તે જોઇ મહાવીર બોલ્યો કે હે રાજા, કોઇ વાતનો શોચ કરવો નહીં. ધરતી કોઇને ઘેર રહી નથી અને કેટલીક વાર ઉથલી ગઇ છે. તે રાજા વેનની થઇ નહીં, વિશ્વંભરના હાથમાં રહી નહીં, સુરરાજ જેવાની પણ ન થઇ, હિરણ્યાક્ષને ઘેર પણ ન રહી, બળિરાજા, જેણે યજ્ઞ કીધા તેની પણ થઇ નહીં, ઉલટો વામનજીએ બાંધીને તેને પાતાળમાં મુકયો. માંન્ધાતાને ઘેર પણ સ્થિર રહી નહીં, જાળંધરને ઘેરથી પણ નીકળી ગઇ. શિવનો અવતાર પૃથુરાજા થયા તેને ઘેરથી પણ ચાલી ગઇ. પરશુરામ જેણે બ્રાહ્મણોનો હુકમ ચલાવ્યો અને એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કીધી તેના હાથમાંથી પણ ઉથલી ગઇ, સદાશિવનું ધ્યાન કરી રાવણે માથે મોડ બાંધ્યો તેની સાથે પણ પ્રીત તોડી ગઇ, એટલે રઘુનાથજીએ લઇને પોતાની કહી. એ રઘુનાથ, ત્રણ લોકના પેદા કરનાર એવાની પણ તે થઇ નહીં; દુરજોધન

મોટો યોદ્ધો થયો તેની સાથે અર્જુને સંગ્રામ કરી અઢાર અક્ષોહિણી સેના કાપી, તેને ધ્રેરથી પણ વછુટી ગઇ. રણક્ષેત્રમાં તેને વાસ્તે જે લડીને મરે છે તેનો એજ ધરતી ભક્ષ કરે છે, અને રણક્ષેત્રમાં વિચારીને લડે છે તેના રજપુતપણાનું પાણી રહી જાય છે, બાકી સર્વે મિથ્યા છે. એમ કહી પાછો એજ ઠેકાણે બેસી ગયો અને માથા ઉપર શિલા ઓઢી લીધી.

શાહાબુદ્દીનની ચઢાઇ પેહેલાં પૃથિરાજને તે વિશેનું સ્વપ્ન આવ્યું હતું એમ ચંદ ભાટ કહે છે. ચોહાણ રાજા આ પ્રમાણે તે સ્વપ્ન સંયોગતા પાસે વર્ણવી દેખાડે છે:—

"આજ રાતે હું નિદ્રાવશ હતો તે વખતે એક ગોરી અને ખુબસુરત રંભાએ એકદમ આવી મારો હાથ પકડ્યો; પછી તે તારા ઉપર આવી અને તું તેનાથી છટકવાને ફાંફાં મારતી હતી એટલામાં એક જબરો મદોન્મત્ત અને રાક્ષસ જેવો ભયંકર એવો હાથી મારા ઉપર પડ્યો. ઉંઘ ઉડી ગઇ: રંભા ને રાક્ષસ ક્યાંય ઉડી ગયાં; પણ મારી છાતી હાંફવા મંડી અને મારા ધ્રૂજતા હોઠમાંથી 'હર હર' એ શબ્દો નીકળી પડ્યા. આમાંથી શું નીપજશે તે તો દેવતાઓ જાણે"

સંયોગતા બોલી, "મારા ભરથારનો જય થાઓ. તેને યશ મળો. અહો ચોહાણકુળ ભાણ, કીર્તિ અને સુખનો સ્વાદ આપે જેટલો ચાખ્યો છે એટલો બીજા કોણે ચાખ્યો છે? મરવું એ તો માણસ એકલાના નહિ પણ દેવતાઓના નસીબમાં પણ લખ્યું છે. જીર્ણ વસ્ત્રને ફેંકી દેવાનું સૌને મન થાય છે, પણ આબરૂથી મરવું એતો અમરપણું પામવા જેવું છે. આપ આપ વિષેનો સઘળો વિચાર છોડી દો અને અમરપણા તરફ ચિત્ત લગાડો. આપની તલવારથી શત્રુને કાપી નાંખો અને હું પરલોકમાં પણ તમારૂં અર્ધાંગ થઇ રહીશ."

રાજાએ ભાટની પૂછા કરી; તેણે આવી તે સ્વપ્નની મતલબ કહી સમજાવી, અને ગુરૂએ એક મંત્ર લખી આપ્યો, તે રાજાએ પોતાની પાઘડીમાં રાખ્યો. તાજા દુધના એક હજાર પીતળના ઘડાથી સૂર્ય અને ચંદ્રને તૃપ્ત કર્યા. દશ દિક્પાળને દશ પાડાનું બળિદાન આપ્યું અને સર્વેને નૈવેદ કર્યો. પરંતુ લોહીનાં બળિદાન અને દૂધના નૈવેદથી કાંઇ ભવિષ્યમાં લખ્યું હોય તે ટળે? એવી રીતે લખી વાત માણસથી ફેરવી શકાતી હોય તો નળ, રામ અને પાંડવોને એટલું બધું દુ:ખ ખમવું પડત?

अवश्यं भावि भावानां प्रतिकारो भवेद्यदि ।
प्रतिकर्तुं नकिनूनं नल राम युधिष्टिराः ॥

ગિઝનીના સુલતાનની સામે થવાની સરસમાં સરસ ગોઠવણ વાસ્તે મંત્ર કરવા યોદ્ધાઓ ભેળા થયા તે વેળા પૃથિરાજ તેઓને વિચાર કરતા મૂકીને સંયોગતા પાસે પોતાનો વિચાર જણાવવા ગયો. તેણે જવાબ દીધો તે વિચિત્ર છે.—

"સ્ત્રીની સલાહ તે કોણ પૂછે છે ? દુનિયાં એમ સમજે છે કે તેઓનામાં બુદ્ધિ ઓછી છે. તેમના મુખમાંથી સત્ય વાણી નીકળે છે ત્યારે પણ તેને કોઇ કાન દેતું નથી. પણ સ્ત્રી વગર તે દુનિયાં શું છે ? શિવના અગ્નિ સાથે અમે શક્તિરૂપે રહીએ છીએ, ચોર પણ અમે અને પવિત્રાલય તે પણ અમે. અમે સદ્ગુણ તથા દુર્ગુણ, જ્ઞાન તથા અજ્ઞાનના પાત્ર રૂપ છીયે. ભણેલો જોશી શાસ્ત્રના આધારથી ગ્રહોની ગતિ અને માર્ગનું ગણિત કરી શકેછે પણ સ્ત્રીનાં શાસ્ત્રથી તે કેવળ અજ્ઞાન છે. અને આ વાત કાંઇ આજ કાલની નથી. અનાદિકાળથી એમજ ચાલતું આવ્યું છે. અમારાં શાસ્ત્રનો પાર કોઇ પામ્યા નથી માટે કહેછે કે સ્ત્રીમાં કાંઇ ડહાપણ નથી. પણ તમારાં સુખદુઃખની ભાગીએણ સ્ત્રી છે, તમે સૂર્યના મેહેલ તરફ વિદાય થાઓછો ત્યારે પણ અમે તમારાથી અળગી રહેતી નથી. ભૂખ તરસમાં અમે ખુશીથી તમારી સાથે ભાગ લઇએ છીએ: અમે સરોવર છીએ અને તમે તે માંહેલા હંસ છો. અમારી છાતીથી અળગા થયા તો પછી તમારામાં શું બિસાત રહેછે ?"

લશ્કર એકઠું થયું, અને જે છેલ્લાં યુદ્ધમાં હિંદુસ્થાન જીતાયું તેમાં ઇસ્લામીની સામે કૂચ કરવા બધા તૈયાર થયા તેવારે સંયોગતાએ પોતાના પતિને યુદ્ધકાળને યોગ્ય એવાં કવચ હથિયાર બાંધવા માંડ્યાં. "તેનાં કવચની કડીઓ તે શોધવા લાગી પણ વ્યર્થ. ભૂખે મરતાને જેમ સોનાનો કકડો મળેછે તેની પેઠે તેની આંખો ચોહાણના મુખ તરફ અચળ થઇ રહી. નગારાંનો અવાજ ચોહાણને કાને પડયો; સંયોગતાના કાનને તે અવાજ મરણાવસરનાં નગારાના અવાજ જેવો લાગ્યો." દિલ્લિના યોદ્ધાઓની સરદારી લેવા જવા માટે પૃથિરાજે રજા માગી, ત્યારે તેણે પ્રતિજ્ઞા લીધી કે હવેથી મારો આધાર માત્ર પાણી ઉપર રહેશે. તે બોલી કે, ફરી

મને એનું દર્શન સૂર્યના મેહેલમાં થશે પણ *યોગિનીપુરમાંતો હવે થવાનું નથી. એટલું મનમાં બોલી બંધ રહી.

પૃથિરાજના સામંતોમાંથી હાલ તેની મદદ વાસ્તે બેજ જણ હતા. એકતો ચામુંડરાય જેને કેદથી મુક્ત કીધો, પણ તેણે લોહું ઉપાડવાના સોગન ખાધા હતા માટે હાલ તેણે કહ્યું કે હું તલવાર પકડીશ નહીં. એક તીર ફેંકીશ તેમાંથી પણ લોઢાની ભાલુડી કહાડી નાંખી થોથું ફેંકીશ. બીજો રામગુરૂ પ્રોહિત હતો. ચંદભાટ તો દેવીના મંદિરમાં ગયો ત્યાં બારણાં બંધ થઇ જતાં કેદ થઇ ગયો એટલે તેણે ત્યાં પૃથિરાજ રાસાનું પુસ્તક લખવા માંડ્યું. બન્ને લશ્કરનો મુકાબલો થતાં ચામુંડરાયે એક તીર ફેંક્યું હતું તે વિષે પૃથિરાજની રજા માગી કે કોના ઉપર ફેંકું? તેનો તેણે જવાબ આપ્યો કે હાહુલીરાય ઉપર. ચામુંડરાય કહે, બાદશાહ ઉપર હુકમ કરો કે તે મરતાં "માળિયો મુઓ ને ગોઠડી પરવારી" થઇ બધા નાસી જાય. પણ પૃથિરાજની વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ હતી તેથી તેણે કહ્યું, હાહુલીરાય હરામખોર થઈ બાદશાહને તેડી લાવ્યો માટે એ મોટો ગુન્હેગાર છે વાસ્તે તેનેજ માર. અતિ આગ્રહથી ચામુંડરાયે હાહુલીરાય ઉપર થોથું તીર ફેંક્યું જે તેને કપાળમાં વાગતાં ધ્રૂબ સરખો નીચે પડ્યો. સામેથી એક બાણ આવ્યું જે ચામુંડરાયને વાગતાં તેણે પણ સ્વર્ગનો રસ્તો લીધો. પૃથિરાજે શાહાબુદ્દીન સામું એક તીર ફેંક્યું જે તેને દાંતમાં વાગ્યું તે કાંઇ પણ અસર ન કરતાં નીચે પડી ગયું. ત્યારે પૃથિરાજ બોલ્યો.—

दीन पलट्यो पलटी घडी, पलटी हथ्थ कवान ।
पीथल एहीज पारखुं, दिन पलट्यो चहुवान ॥

શત્રુઓ પ્રબળ થઇ જવાથી તતારખાંએ પૃથિરાજ ઉપર હુમલો કરી તેને પકડ્યો પૃથિરાજે તેને કહ્યું "મેં શાહાબુદ્દીનને સાત વખત પકડી છોડી દીધો છે અને મને તો પ્રથમથીજ ભવિષ્ય મળ્યું છે કે હવે મારો વિનાશકાળ આવી ચૂક્યો છે, પણ તમારી તરફથી આવી નામર્દાઇ જોઇ મને તમ લોકો ઉપર ધિક્કાર આવેછે." તતારખાં કહે, "એવો મૂર્ખ તું હતો કે અમને તેં સાતવાર છોડ્યા તો આઠમીવાર આવી તને પકડ્યો. પણ પેહેલીજ વાર અમને પૂરા કર્યા હોત તો તારે આટલી વિપત્તિમાં

* દિલ્હીને કવિએ યોગિનીપુર પણ લખેલું છે.

આવવું ન પડત. માટે હવે વધારે વાતમાં માલ નથી."

ત્રણ દિવસ સુધી મરતતોલ યુદ્ધ ચાલ્યું ; તેમાં છેલ્લે દહાડે સમરસિંહ, તેનો પુત્ર કલ્યાણ અને તેના દરબારનું તેર હજાર લશ્કર તથા કીર્તિવંત સરદારો કામ આવ્યા. એની પ્રિયા પ્રિથાને જ્યારે આ નાશકારક પરિણામની ખબર મળી અને સાંભળ્યું કે પોતાનો પતિ કતલ થયો છે, ભાઇ કેદ પકડાયો છે તથા દિલ્લી અને ચિત્તોડના યોદ્ધાઓ કાગરના[1] કિનારા ઉપર લોહના મોજાઓમાં નિદ્રાવશ થઇ પડ્યા છે, ત્યારે તેણે પોતાના પતિસાથે અગ્નિમાં સહગમન કીધું અને ગોરીએ એક સપાટાબંધ હુમલાની સાથે દિલ્લી લઇ લીધી અને ચોહાણ વંશનો છેલ્લો સ્તંભ જે કુમાર રેણશી તે એ હુમલામાં કામ આવ્યો, એ બનાવ જોવા રહી નહીં.

દિલ્લી તથા તેનો રાજા પકડાયા, તેનો ચિત્તોડવાળો મિત્ર અને બહાદુરમાં બહાદુર યોદ્ધાઓ નાશ પામ્યા, એટલે ગોરી બાદશાહને એથી પણ વધારે અને પૂર્ણ જય મેળવવામાં કંઇપણ અડચણ રહી નહીં. "આપસમેં ફૂટે કબુ કાહુકા ભલા ન હોત" એ પ્રમાણે પૃથિરાજની માફક જ કનોજનો જયચંદ પણ છેલી ખુનખાર લઢાઇમાં નબળો થઇ ગયો હતો તે ઉપર પણ શાહાબુદ્દીને ચડાઇ કરી, જેમાં જયચંદે પોતાનું બધું બળ વાપર્યું પણ વ્યર્થ. અંતે તેનું મોત હિંદુઓને પ્રિય લાગે એવી રીતે ગંગા નદીમાં ડુબી જવાથી થયું અને તે રોજથી દિલ્લી તથા કનોજ હિંદુ શેહેર કહેવાતાં બંધ પડ્યાં (સંવત ૧૨૪૯ ઇ૦ સ૦ ૧૧૯૩). આ વખતથી નાશ લુંટફાટ તથા કતલોના દેખાવો શરૂ થયા અને આ ચંડાળ અને જંગલી લોકોએ જે જે કંઇ ધર્મમાં પવિત્ર ગણાતું તથા હુન્નર અને વિદ્યામાં વખણાતું તે સર્વેનો નાશ કરવા કમ્મર બાંધી. રાજસ્થાનનો દરેક રસ્તો લૂંટનારાઓ તથા લૂંટાતાઓના લોહીથી ભીંજાઇ રહ્યો હતો. નવાં નવાં ટોળાંઓ એમનાં એમ આવતાંજ ગયાં અને એક વંશ પછવાડે બીજો વંશ એમ દેખાવા લાગ્યા. તે બધાઓ મનુષ્યવધને પવિત્ર ગણનાર,

૧ એ નદી હાલ સુકાઈ ગઈછે, ટાડ સાહેબના લખવા પ્રમાણે તેનું મૂળ શિવાલિક પહાડમાં હતું, અને તે હંસી હસાર, ભટનેર, રંગમાહેલ, બલર, કુલર એ શેહેરો પાસે થઇને તથા ખાદાલ પ્રાંત (જેનું મુખ્ય શેહેર દેરાવલ છે તે) માં થઇને જેસલમેર અને રોરી ભખર એ શેહેરો વચ્ચે નદીને મળતી હતી. કેટલાકના કહેવા પ્રમાણે તે ઉચ આગળ નદીને મળતી હતી.

લૂટને કાયદાસર માનનાર અને નાશ કરવાનો તો ઇશ્વરનો હુકમ છે એમ કહેનાર એવા નિર્દયમનના હતા. આ મરણીયા બખેડાઓમાં જાતોની જાતો ઘસડાઇ ગઇઓ; જેમનાં નામો ઉપરથીજ માત્ર તેમની અસલની હયાતી તથા પ્રખ્યાતીની ખબર પડેછે.

હું જરા દુર નીકળી ગયો જેથી પૃથિરાજ કેદ પકડાયા પછી તેનું શું થયું તે કહેવાનું રહી ગયું છે. એ બાબત બે મત છે. ટાડ સાહેબ લખેછે કે, પૃથિરાજને કેદ પકડી તેને ત્યાંજ કતલ કરી નાંખ્યો હતો અને તેની પ્યારી સંયોગતા તેની સાથે સતી થઇ હતી. બીજી તરફવાળા લખી ગયા છે કે તેને કેદ પકડી તેની આંખમાં કાચ ફેરવી આંધળો કરી નાંખ્યો હતો અને સો મણની તોક ગળામાં નાંખી ગિઝનીમાં લઇ ગયા હતા. જ્યાં તે, શાહાબુદ્દીન તથા ચંદ ભાટ એકજ ઠેકાણે મરણ પામ્યા હતા. *ટાડ સાહેબનું લખવું વજનદાર છે તેમ એ મત માનનારાની સંખ્યા પણ થોડી નથી. પૃથિરાજે શાહાબુદ્દીનને શબ્દ વેધી બાંણ માર્યું છે તથા તે અને ચંદ પોતપોતામાં કપાઇ મુવા છે એ બનાવની તસબીરો ઘણી લાંબી મુદત થયાં લોકોમાં પ્રસરેલી છે. જે ચિત્ર મેં પેહેલે પાને આપેલું છે તે આશરે સો વર્ષ ઉપરાંતની જેપુરના કારીગરોએ ચિત્રેલી તસબીર ઉપરથી લીધું છે. તેમજ હું જેસલમેર ગયો હતો ત્યાં ખુદાવંદ મહારાવળ શ્રીજી વૈરીસાલજી બહાદુરે મને

* ટાડ સાહેબે મુસલમાન ગ્રંથકારોના આધાર ઉપરથી લખ્યું લાગેછે માટે તેમાં તેમનો દોષ નથી. હિંદુઓ પૃથુરાજની બડાઈ લખે એ વાત પક્ષપાતની છે, પણ તેમજ મુસલમાનો શાહાબુદ્દીનનું દુષણ છુપવે એ વાત પણ એવીજ છે. મોટા ગ્રંથકારો એક વાત એક પક્ષના લખવાના આધાર ઉપરથી લખી જાયછે પણ પાછળથી કોઈ વધારે બારીકીથી શોધ કરેછે તો ખરી વાત નીકળી આવેછે. જેમકે એલ્ફિન્સ્ટન સાહેબ અને ફાર્બસ સાહેબ એક મતે લખી ગયાછે કે જયશિખરી સામે થનાર ભુવડનું કલ્યાણ દક્ષિણમાં હતું. પણ હાલ બ્યુલર સાહેબે હિંદુ ગ્રંથકારોનું લખવું ખરૂં કહી કેટલાક આધારોથી એ કલ્યાણ ઉતર તરફનું કનોજના તાબાનું હતું એમ સાબીત કીધું છે. વળી મહમુદની સ્વારી વખતે ગુજરાતની ગાદી ઉપર કોણ હતું એ સવાલનો લાભ પણ હિંદુ લખનારાઓની તરફમાં જાયછે. ફારસી લખનારાઓ લખી ગયા છે કે મુસલમાનો ગુજરાતની ગાદી ઉપર ઘણો વખત સુધી રહ્યા હતા અને અણહિલવાડની ગાદી દાબિલ્સમને આપી હતી તથા તે વખતે ગુજરાતની ગાદી ઉપર ચામુંડ હતો એ બધી વાત પાછળથી ખોટી ઠરી છે. સર હેન્રીઇલિએટે હાલ હિંદુ રાસા લખનારાઓને મળતા થઇ તે વખત ભીમદેવ હતો એમ સાબીત કરી આપ્યું છે.

ત્યાંના શેઠ જોરાવરમલજીની હવેલી જોવા મોકલ્યો હતો તેમાં પણ એજ સિક્કાની તસવીરો ભીંતોમાં આળેખેલી જોઇ હતી; ઇત્યાદિ ત્રણે ઠેકાણે છે અને જ્યાં છે ત્યાં એકજ સિક્કાની છે તથા તેને લગતાં કવિતો ઇત્યાદિ ઘણાઓને મોઢેથી સાંભળ્યાં છે એ ઉપરથી આ બેઉ વાતો ગુંચવાડામાં પડી જાય છે; માટે મારે એ હકીકત પણ વાંચનારની સેવામાં રજુ કરવી જોઇએ.

ચંદ ભાટ દેવીના મંદિરમાં કેદ થઇ ગયો હતો તેણે પૃથિરાજ રાસો પૂરો લખી લીધો ત્યારે કમાડ ઉઘડ્યાં પણ દિલ્લીમાં તો ખેદાન મેદાન થઇ ગયું હતું. પોતાનો રાજા ગિજનીમાં દુઃખી છે તેને કંઇક મદદ કરવી એમ વિચારી તે ગિજની ગયો અને પોતાની વાક્ય ચાતુરીથી શાહાબુદ્દીનની મેહેરબાની મેળવી અને વખત જોઇ અરજ કરી પૃથિરાજને એક વખત મળવાની પરવાનગી લીધી. પૃથિરાજ આંખે તો દેખતો ન હતો પણ ચોકીવાળાએ તેને કહ્યું કે ચંદ તને મળવા આવે છે ત્યારે તે એટલો તો પ્રફુલ્લિત થયો કે આટલા દિવસ સો મણની તોકથી દબાયેલો પડ્યો હતો તે એકદમ ઉઠી ઉભો થયો અને ચંદને બાથ ભીડી મળ્યો તથા દુઃખ સુખની વાતો કીધી. આટલા દિવસ તોકના દબાણથી ઉઠી શકતો ન હતો ને આજ ઉઠ્યો, એ ખબર બાદશાહને થતાં તેણે ધાર્યુંકે કોઇક વખત એ આંધળો પણ નુકશાન કરે માટે તેણે પચાસ મણની બીજી તોક નાંખવાનો હુકમ કીધો. ચંદને એ ખબર થતાં તેણે બાદશાહને અરજ કરી કે "કિબલેઆલમ હું અહીં આવી મારા રાજાનું કંઇક દુઃખ કમી કરાવવા ધારતો હતો તેને બદલે ઉલટું વધારે થયું એ વાજબી નથી. એ આંખે અપંગ શું નુકશાન કરવાનો છે, એને તો છુટ રાખશો તો વખતે વખતે આપને એવી એવી ગમતો બતાવશે કે આપ ખુશી થશો. એ આંધળો છતાં પણ શબ્દવેધી એવું બાણ મારી શકે છે કે તે સો સો મણના સાત લોઢાના તવા વીંધી આરપાર નીકળી જશે," શાહાબુદ્દીનને એ ગમત જોવા મરજી થઇ પણ ચંદ કહે, હાલ એ દુબળો થઇ ગયો છે તો એને કાંઇક કષ્ટ ઓછું કરી પૌષ્ટિક ખોરાક આપવો જોઇએ કે શરીરમાં શક્તિ આવેથી એ કામ બજાવી શકે. બાદશાહે તોકો કહાડી નાંખવા તથા પૌષ્ટિક ખોરાક આપવા હુકમ આપ્યો અને પૃથિરાજ થોડા રોજમાં તૈયાર થઇ રહ્યો એટલે તેને તીર કબાન આપ્યાં અને તમાસો બતાવવા ફરમાવ્યું. પૃથિરાજે કબાન ખેંચી પણ તે તેનું જોર પકડી શકે એવી ન હોવાથી તુટી

પડી. એમ સાત આઠ કમાનો ત્રુટી ગઇ પણ એકે પૃથિરાજના હાથમાં બેઠી નહિ એટલે ચંદ કહે, એની પોતાની ઉપાડવાની કમાન હોય તોજ કામ આવે, બીજી તો એનું જોર પકડી શકશે નહિ. માટે પૂછા કરાવી તો માલમ પડ્યું કે તતારખાને પૃથિરાજને પકડ્યો ત્યારે તેનાં બધાં હથિયાર તેને હાથ આવ્યાં છે પણ તતારખાનથી એ કમાન ઉપડી નહિ એટલે નકામી જાણી ઘોડારમાં ભારોટ દાખલ ચણી દીધી છે. બાદશાહે ત્યાંથી કઢાવી મંગાવી અને પૃથિરાજે વજન કરી જોઇ પોતાની કમાન ઓળખી અને આવતી કાલે તમાસો બતાવવાનું વચન આપ્યું.

સો સો મણ વજનના લોઢાના સાત તવા લટકાવ્યા અને બાદશાહ એક ઘણી ઉંચી જગ્યા ઉપર બેઠો. તવા ઉપર કાંકરી મારી પૃથિરાજને સાબાશ એટલું કહેવું કે એ કાંકરીના અવાજ ઉપરથી પૃથિરાજ બાણ મારી તવા વીંધી નાંખે એવી સમજુતી હતી. પૃથિરાજના પગમાં સાંકળો પહેરાવી ચોકમાં ઉભો રાખી હાથમાં તીર કમાન આપ્યાં તથા ચંદને પાસે ઉભાડ્યો પૃથિરાજ "સાબાશ" કહેવા બાદશાહે ચંદને ફરમાવ્યું પણ ચંદ કહે, હું એના ઘરનો નોકર તે મારાથી હુકમ થાય નહીં, આપ હુકમ કરવા લાયક છો અને પૃથિરાજ સાંભળવા લાયક છે. એ ઉપરથી બાદશાહ તવા ઉપર કાંકરી મારી બોલ્યો "વાહ પીથલ વાહ" ચંદ જમીનનો માપ કરી બોલ્યો.

चार बंस चोवीस गज, अंगुळ अष्ट प्रमाण;
एते पर सुलतान हे, मत चूके चहुवाण.

વળી તે પૃથિરાજને પોરસાવવા નીચે મુજબ બોલ્યો :—

**छप्पय.**

इही बाण चहुआन, राम रावन उथप्यो;
इही बाण चहुआन, करण शिर अरजुन कप्यो;
इही बाण चहुआन, शंकर त्रिपुरासुर संध्यो;
इही बाण चहुआन, भ्रमर लछमन कर बेंध्यो;
सो बान आज तो कर चढ्यो, चंद बिरद सचोचवे;
चहुआन रान संमर धनी, मत चूके मोटे तवे.

**ભાવાર્થ**—ચાર વાંસ ચોવીસ ગજ અને આઠ આંગળની ઊંચાઇ ઉપર સુલતાન છે તેને હે ચહુઆણ ચૂકજે માં.

એજ બાણથી રામે રાવણને માર્યો. એજ બાણે અર્જુને કરણનું માથું કાપ્યું, એજ બાણે શંકરે ત્રિપુરાસુરને માર્યો; અને એજ બાણે લક્ષ્મણે ભમરાને વીંધ્યો. એ બાણ આજ તારે હાથ ચડ્યું છે, માટે હે સંભરના ધણી ચહુઆણ રાજા ! મોટે તવે * ચુકજે માં.

પૃથિરાજે તવાઓને એક તરફ મુકી દઇ મોટા તવા શાહાબુદ્દીનના અવાજ તરફ તીર ફેંક્યું જે તેના કપાળના મધ્ય ભાગમાં જઇ વાગતાં તે સિંહાસન ઉપરથી ગબડી પડ્યો અને હાહાકાર થઇ રહ્યો. બાદશાહના નોકરો પૃથિરાજ અને ચંદ ઉપર ધસી આવ્યા, પણ આ લોકોએ એ કામ કરી જીવવાની આશા રાખીજ ન હતી અને મ્લેચ્છોને હાથે પોતાનું મોત ન થાય માટે પરસ્પરે એક બીજાનાં માથાં તલવારથી ઉડાવી નાંખવા આગળથી સંતલસ કરી રાખી હતી તે મુજબ એક બીજાના ગળામાં તલવારો ફેરવી દીધી, જેથી તેઓ નીચે પડ્યા અને મુસલમાનોએ એ ત્રણે જણ (શાહાબુદ્દીન, ચંદ, અને પૃથિરાજને) એકજ ખાડમાં દફનાવી ઉપર ઓટલો ચણાવી દીધો. એ રીતે આપણા ઇતિહાસના નાયકનો અંત આવેછે પરંતુ તે પછી સ્વાભાવિક રીતેજ સવાલ થાયછે કે આ ગ્રંથમાં આવેલાં મોટાં મોટાં શેહેરોનું હવે શું થયું છે ? હાલ તે કેવી સ્થિતિમાં છે ? તથા તેમાં આવેલા મહાન પુરૂષોના કોઇ વંશજો છે ? તેમનાં કંઇ નામ નિશાન રહી ગયાં છે ? અથવા તેમના બાબત કાંઈ જાણવા જોગ છે ? તે બાબત યોગ્ય ઠેકાણે ઇસારા દાખલ લખવામાં આવ્યું છે અને કોઇ કોઇ ઠેકાણે નોટો પણ આપેલી છે તે ઉપરાંત આ આવૃત્તિમાં કંઇ વિશેષ દર્શાવવાનું જરૂર જાણું છું.

---

* મોટે તવે એટલે શહાબુદ્દીન ગોરી ઉપર.

# દિલ્લી.

સહુથી અગત્યનું શહેર દિલ્લી છે. તેની નજદીક પૃથિરાજથી અ-ગાઉ છેક પાંડવોના વખતમાં ઇંદ્રપ્રસ્થ નામે શહેર હતું, તે વખતથીજ એ ભૂમિ ભરતખંડની રાજ્યધાની ચાલી આવી છે. જેણે જેણે આ દેશ ઉપર ચડાઈ કરી તેણે તેણે પ્રથમ આ શહેરનેજ તોડવાના પ્રયત્નો કીધા છે અને જેટલા બાદશાહો થયા તેટલાઓએ જુનાં શહેર તોડીપાડી પો-તાના નામોથી નવાં વસાવ્યાં હતાં. હાલ જે દિલ્લી છે તે અકબરના પોત્રા શાહિજહાને વસાવી પોતાના નામથી શાહજહાનાબાદ નામ રાખેલું છે પણ લોકો "દિલ્લી" એ નામથીજ ઓળખે છે. હાલ એ શહેરને તેર દરવાજા, સોળ ખિડકી, અને ત્રણ બંધ છે. બજાર કિલ્લાથી દિલ્લી દર-વાજા સુધી ત્રીસ ગજ અને લાહોરી દરવાજા સુધી ચાળીસ ગજ પો-હોળી છે. જમના નદીમાંથી નેહેર ખોદી છે તે ગલીએ ગલીએ ઘુમી રહી છે. કિલ્લો જમના નદીના કિનારા ઉપર લાલ પથ્થરનો બાંધેલો બહુ સુંદર છે. અને શહેરમાં "દિવાનખાસ" અને "દિવાનઆમ" એવાં કઈએક મકાનો આરસ પથ્થરનાં બહુજ ઉમદા બનેલાં છે, આ મકાનો તેજ છે કે જેમાં "તખ્તે તાઉશ"[1] બિછાવાતું હતું. ટવર્નિયર સાહેબ પોતાનાં પુસ્તકમાં લખેછે કે આ દિવાનખાસ વાસ્તે શાહિજહાને હુકમ દીધો હતો કે બધી દિવાલો ઊપર અંગુરના ગુચ્છા બનાવવા એવી રીતે કે કાચા અં ગુરને ઠેકાણે પાંનાં અને પાકાંની જગ્યાએ એક એક લાલ આરસમાં જડી દેવાં. એક તાક એવી રીતનો તૈયાર પણ થઇ ગયો હતો પરંતુ ઔરંગ-જેબનો અખ્તિઆર થઇ જવાથી એ કામ બંધ રહ્યું. હમણાં એ મકાન બેમરમ્મત છે. જે હોજોમાં ગુલાબજળ અને બેદમુશ્ક ભરવામાં આવતાં તેમાં હાલ કાઇ[2] જમી ગઇ છે અને જ્યાંહાં મખમલ અને કીનખાપના ગલીચાઓ ઉપર મોતીની ઝાલરવાળા તંબુઓ ખડા થતા હતા ત્યાં કોઇ ઝાડુ પણ કહાડતું નથી અને સેંકડો મણ કબુતરોની ભીટો પડી છે. જુમામસજીદ આખાં હિંદુસ્થાનમાંતો શું પણ આખી દુનિયામાં એવી ઢ-બની જોવામાં આવશે નહિ અને હરસુખરાય કાગદીનું બનાવેલું જૈન મંદિર પણ જોવા લાયક છે. શેહેરથી બાહેર દશ દશ કોશમાં ખંડેરો ને

૧=તાઉશ મોર એટલે મયુરાસન તમામ જવેરાતનું તખ્ત બનાવેલું છે. હાલ તે ઇ-રાનના બાદશાહ પાસેછે. અહિંથી નાદરશાહ લઇ ગયો હતો. ૨ શેવાળ.

મકબરા પડ્યા છે. ખંડેરો કેવાં કે જ્યારે તૈયાર થયાં હશે ત્યારે કરોડો રૂપીયા લાગ્યા હશે અને કબરો કોની કે જેની અદેલીમાં લાખો સવારો દોડતા હતા, જેઓ રત્નજડિત ચલમચીઓમાં પેશાબ કરતા હતા તેઓની કબરો ઉપર હાલ કુતરા મૂતરે છે, જેઓ આખા હિંદુસ્થાનમાં સમાતા ન હતા તેઓ આજ દોઢ ગજ જમીનમાં સૂતા છે. અને જેમના અંગ ઉપર માંખી પણ બેસવા પામતી નહિ તેઓના અંગમાં કીડા પડી ગયા હશે. નિદાન સૈકડો બાદશાહો આ શેહેરને આસપાસ દાટયા પડ્યા છે. શેહેરથી અઢી કોશ ઉપર અકબરના બાપ હુમાયૂની દરઘા આજ પણ જોવા લાયક છે અને નૈરૂત્ય ખૂણા તરફ સાત કોશ ઉપર કુતુબસાહેબની દરઘા છે તે વરસાદમાં બહુજ સોહામણી જગ્યા લાગે છે અને ત્યાંહાં ફુલવાળોનો મેળો ભરાય છે. આ ઠેકાણે શાહાબુદ્દીન ગોરીએ મહારાજ પૃથિરાજનું મંદિર તોડી તેના મસાલાથી "કુતવુલ ઇસલામ" નામે એક મસજીદ બંધાવાનો વિચાર રાખ્યો હતો, પણ ઉમ્મર તેની પૂરી થઇ રહેતાં મસજીદ અધુરી રહી ગઇ. એ મંદિરની કોઇ કોઇ દિવાલો હજી પણ જેમની તેમ છે પણ મૂર્તિઓના આકાર બિલકુલ ખંડિત કરી નાખ્યા છે. એના વચમાં એક અષ્ટકોણ લોહથંભ છે તે ઉપર કંઇક પુરાનો હિંદી લેખ છે, જે હિંદુઓએ આસરે ઇસવી સન ૩૭૯માં ચણેલો કહે છે તે બહુજ આશ્ચર્યકારક છે. કારણ કે તે એકજ કટકાનો પચાસ ફીટ લંબાઇનો છે અને જમીન ઉપર બાવીસ ફીટ દેખાય છે. તેના વજનનો અજમાયશ ૧૭ ટનનો છે. એક મિનારો (કુતુબમિનાર) સમસુદ્દીન અલ્તમસે બનાવ્યો છે તે ૨૪૨ ફીટ ઊંચો છે જેને ચડવાને ૩૭૮ તો પગથીયાં છે. તે હજુ ખડો છે જે આપણા મુંબઇના યુનિવરસિટી ટાવર કરતાં બમણો ઊંચો છે. શેહેરને પાસે એક "જંતર મંતર" કરી જગ્યા છે જે રાજા જયસિંગની બનાવેલી વેધશાળા છે.

અંગ્રેજો પાસે એ દિલ્લી છેલ્લા બાદશાહ શાહિઆલમ પાસેથી ઇ૦ સ૦ ૧૮૦૩માં આવી, પણ આ લોકોએ પોતાનું મથક કલકત્તા ખાતે રાખ્યું છે. રાજ્યકર્ત્તા પોતે આ દેશમાં રહેતા નથી પણ તેમના તરફથી વાઇસરાય કલકત્તામાં રહેછે જેથી દિલ્લી ઉપર તેમનું ધ્યાન નથી, તોપણ દિલ્લીના સર્વોપરીપણાને માન આપવાની તેમને પણ ફરજ પડી છે, કારણ કે ઇ૦ સ૦ ૧૮૭૬માં તે વખતના વાઇસરાય લાર્ડલિટનના મગજમાં

બાદશાહી તોર ભરાયાથી રાણી વિક્ટોરીયાને રાણીમાંથી શહેનશાહબાનું (કયસરેહિન્દ) બનાવ્યાં. તે વખતે ભરતખંડના ચક્રવર્ત્તિ દાખલ પોતાને જાહેર કરવા મોટી દરબાર ભરી ભરતખંડના તમામ રાજાઓને આમંત્રણ કરી બોલાવ્યા હતા. તે વખતની જગ્યા કલકત્તા નહિ પણ દિલ્લી પસંદ કરવી પડી હતી. આપણા આર્ય લોકોના અસલ રાજાઓ જેમણે ચક્રવર્ત્તિ પદ ધારણ કીધાં હતાં તેમણે રાજસૂયજ્ઞ કરેલા હતા. જેવા કે સત્યયુગમાં બળિરાજાએ, ત્રેતામાં રામચંદ્રજીએ, અને દ્વાપરમાં યુધિષ્ટિરે કર્યા હતો. આ કળિયુગમાં રાજસૂયજ્ઞ વર્જિત કરેલ છે તેથી વિક્રમનો જો કે સંવત્ ચાલેલો છે પણ તેણે યજ્ઞ કીધો ન હતો પણ કનોજના રાજા જયચંદે કરવા માંડ્યો તે વીંખાયો હતો. જેની હકીકત આપણે આ પુસ્તકમાં વાંચી ગયા. માટે રાજસૂયજ્ઞ વગર ચક્રવર્ત્તિ પદ ધારણ થાય નહિ એમ કેટલાકનો મત છે પણ બીજા પક્ષના લોકો કહે છે કે અંગ્રેજને ચક્રવર્ત્તિ કહી શકાય કારણ કે તે હિંદુ ન હોવાથી યજ્ઞ ન કીધો પણ ક્રિશ્ચયન ધર્મ પ્રમાણે તેમના દેવળોમાં નિમાજ પડાઇ હતી માટે ચક્રવર્ત્તિપણાનું ઇંડું ચડી ચુક્યું, ત્યારે હવે પડવાની વાત સમજવી કારણ કે જેણે જેણે ચક્રવર્ત્તિ પદ ધારણ કીધાં છે તેમને સર્વને પાછળથી કંઇકને કંઇક વિઘ્નો નડ્યાં છે. બીજી પક્ષવાળા કહે છે કે ના. હજુ ચક્રવર્ત્તિ થવાને વાર છે કારણ કે આખા ભરતખંડ ઉપર તેમની સર્વોપરી સત્તા નથી. હજુ પોર્તુગીઝ તથા ફ્રેંચ સંસ્થાનવાળાઓ તથા નેપાળવાળાઓ તેમની સત્તા કબુલ કરતા નથી. ઉપરાંત ભરતખંડનો વિસ્તાર હાલ જેને "ઇંડિયા" કરીને કહે છે તે કરતાં વધારે છે અને અફ્ગાનિસ્થાન આખું ભરતખંડમાં આવી જાય છે. તેના પૂરાવામાં કાબુલ કંદહાર અને ગજનીની જુની હકીકત બસ થશે. જુના શોધ કરનારાઓએ નક્કી કીધું છે કે કાબુલનું અસલ નામ "કૈકેય" છે અને તે દેશની કન્યા રાજા દશરથના ઘરમાં હતી જેનું નામ "કૈકેયી" હતું. જેમ કે હાલની રજપૂતાણીઓ "ઝાલી" "જાડેજી" ઇત્યાદિ પિતાના કુળ ઉપરથી અને "મારૂઇ" "માળવણી" ઇત્યાદિ દેશ ઉપરથી કહેવાય છે તેમજ હતું. કંદહારનું અસલ નામ "ગાંધાર" છે જેની કન્યા "ગાંધારી" ધૃતરાષ્ટ્ર રાજાના અંતઃપુરમાં હતી અને ગજની એ જેસલમેરના રાજાના પૂર્વજ રાજા ગજે વસાવેલું છે એમ ટાડ સાહેબ પણ કાબુલ રાખે છે. તો એ બધો મુલક ભરતખંડમાં છે અને તે અંગ્રેજ સરકારની સત્તા કબુલ કરે

નહિ ત્યાં સુધી તે ભરતખંડના ચક્રવર્ત્તિ રાજા કહેવાય નહિ. લાર્ડ લિટનના ધ્યાનમાં એ વાત હતી કે કેમ પણ તેણે કાબુલમાં પગ પસારો કરવા સર લુઇ કયાનવરીને એલચી દાખલ મોકલ્યો પણ કાબુલી લોકોએ તેને આખા રસાલા સહિત મારી નાખ્યો, જેનું વેર લેવા જનરલ રાબર્ટસની સરદારી તળે કેટલુંક લશ્કર ગયું જેમાં લાખો રૂપીયા ખર્ચ ખાધા અને કેટલાંક માણસોનો ભોગ આપ્યો અને ફતેહના ઘણાંક બાંકાં ફૂક્યા પણ પરિણામ શું થયું કે તે મુલક પોતાના હસ્તકમાં રાખી શકાયો નહિ માટે હાલના અમીર અબ્દુલરેહેમાનને દરસાલ કેટલાક લાખ રૂપીઆ તથા દારૂ ગોળો અને હથિયારો પૂરાં પાડવાની સરતથી સોંપી આવ્યા. માટે ચક્રવર્ત્તિ કહેવાયાને વાર છે. ગમે તેમ હો પણ આપણને હાલ એ રાજ્યમાં ઘણુંક સુખ છે માટે પરમેશ્વર એ લોકોને સદ્બુદ્ધિ આપે અને ન્યાયથી વર્ત્તે છે તે પ્રમાણે કે તેથી પણ વધારે ન્યાયથી ચાલ્યા જાય તો હિંદુસ્થાનનું રાજ્ય તેમના હાથમાંથી જવાને કોઇ રાજી નથી બલકે કોઇ દુશ્મનના હલ્લા વખતે મરવા તૈયાર થશે. પણ ન્યાય ગયો તો એ પતિ છોડીને બીજો કરતાં કંઇ હિંદુસ્થાનને ખોટ નથી.

## અજમેર.

આ શહેર રજપૂતાના રેલવેના માર્ગમાં અમદાવાદથી આગ્રે જતાં રસ્તામાં છે. તે પૃથિરાજની જન્મભુમિ માટે પ્રખ્યાત છે એટલુંજ નહિ પણ તેમાં ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તીની તથા મીરાં પીરની કબરો છે તેને લીધે હજારો મુસલમાનો માનતા ચડાવવા આવે છે, તેમાં હિંદુઓ પણ સામેલ થાય છે અને તે પીરના પૂજારાઓ હિંદુના તીર્થગોરોની માફક બધા યાત્રાળુઓ પાસેથી દક્ષિણા લઇ દર્શન કરાવે છે,* અને ચોપડા રાખે છે તેમાં નામો નોંધી લે છે. એ જગ્યા સૈયદ લોકોના તાબામાં છે તોપણ હિંદુરાજાઓ તરફથી તેને ઘણુંક મળે છે. સિંધિયા તરફથી પચીસ હજાર રૂપીઆનાં ગામ મળેલાં છે તેમજ હોલ્કર અને ગાયકવાડ તરફથી. પણ ગામ નેમણુકો અને વર્ષાસનો મળે છે. પીરની દરગાહ ઉપર જે કમાડ અને નગારાં છે તે મુ-

* ગ્રંથ કર્તા ઐતિહાસિક સ્થળ માટે ખ્વાજાપીરના દર્શન માટે ગયો હતો. તો મૂર્તિપૂજાથી વિશેષ ધૂપ, દીવા, ફૂલ, વગેરેના નામથી પૂજારીઓ પૈસા કઢાવેછે. ચાર રૂપીયાનો સંકલ્પ હતો પણ પૂજારી એવા જોસથી વળગેછે કે દસ રૂપીયા ગજવામાંથી ગયા હતા.

મુસલમાનોએ ચિત્તોડગઢ લીધો તેનાં છે,* અને એ મોટા ચુલા ઉપર કડાઇયાં રાખ્યાં છે તે એવડાં મોટાં છે કે તેમાં સવાસો મણ ચોખા રંધાય છે. તે યાત્રાળુ લોકો આપે છે અને ફકીરોને વેહેચીદેછે. તે કડાઇઆં સાફ કરવા સારૂ નીસરણીઓ માંડી ઉતરવું પડે છે.

ડુંગર ઉપર તારાગઢનો કિલ્લો છે. તે નીચેની ખીણની સપાટીથી એક હજાર અને દરીયાની સપાટીથી ત્રણ હજાર ફીટ ઊંચો છે. ચંદ કવિ તેને સાત કોશ ઊંચો લખી પાછળથી પાંચ કોશ જમીનમાં પેસી ગયો લખે છે. આ વાત અતિશયોક્તિની છે એમાં શક નથી પરંતુ એવાં વર્ણનો કાવ્યોમાં અસલથીજ થતાં આવ્યાં છે. તોપણ કોશ અને ગાઉના પ્રમાણ વાસ્તે મારે પાસે એક વિદ્વાને એવો ખુલાસો કર્યો હતો કે અયોધ્યા શહેરને બાર યોજન વિસ્તારમાં લખેલું છે તે વાજબી છે. કારણ કે તે વખતે ગાઉની ગણત્રી એમ થતી હતી કે મધ્ય રાત્રી જે વખતે આસપાસ બધું શાંત હોય તે વખતે મોટી કદાવર ગાય કે બળદ બરાડે તે જ્યાંહાં સુધી સંભળાય ત્યાંહાં સુધીની જમીનને "ગૌ" કહેતા હતા. અને કોશનું પણ એમજ છે કે ઉંડામાં ઉંડા કુવામાંથી પાણી કહાડતાં બળદને જેટલી જમીન કાપવી પડે તેટલી જમીનને "કોશ" કહેતા હતા. અને તેને લીધેજ પ્રાંત પ્રાંતના કોશની ગણત્રીમાં તફાવત છે. ગુજરાતનો સહુથી ન્હાનો, તેથી મ્હોટો કાઠિયાવાડનો, તેથી મ્હોટો કચ્છનો અને તેથી મ્હોટો મારવાડનો એમ પાણીની ઊંડાઇના અનુક્રમમાં લેખાતો હતો. પણ હાલ તે ઉપર વિચાર ન રહેતાં ગાઉ લાંબા થઇ ગયા છે. જો આ વાત તારાગઢને લાગુ પાડીએ તો તે સચાઇની નજદીક આવે છે. પણ ચંદનું આખું કાવ્ય કાંઇ અતિશયોક્તિથી મુક્ત થતું નથી માટે આ વાત નિ:સંશય લાગુ કરી શકાતી નથી.

શહેર પાસે આનાસાગર નામનું તળાવ છે જેનું વર્ણન આ ગ્રંથમાં આવેલું છે. તે હાલ આબાદ છે અને કેટલાક ધોધવાઓને સો વાર પહોળો અને છસો વાર લાંબો એક બંધ બાંધીને બનાવ્યું છે, જેનો વિસ્તાર વર્ષારૂતુમાં ૭ માઇલ સુધીનો થાય છે. અરાઇદીનની ઝુંપડી અને મેઓ કાલેજ એ જગ્યાઓ જોવા લાયક છે.

ત્રણ કોશ ઉપર પુષ્કર તીર્થ છે ત્યાં બ્રહ્મદેવની મૂર્ત્તિ છે અને ઘણાક યાત્રાળુઓ ત્યાંહાં જાયછે.

---

* અકબર બાદશાહે તે ચડાવ્યાંછે. એ બાદશાહ ઉઘાડે પગે દિલ્લીથી અજમેર ખ્વાજાપીરને ચાતરા ચડાવવા આવ્યો હતો અને ચાતરા ચડી તેની ખબર તેનીમાને દિલ્લીમાં તરત પોચે માટે એક એક ગાઉને અંતરે નોબતો રાખી હતી તે નોબતોના અવાજથી ખબર પોતી હતી. તે વખતે ટેલીગ્રાફ નહોતો એટલે તે યુક્તી બહુ સારીહતી.

# કનોજ.

એનું શુદ્ધ સંસ્કૃત નામ "કાન્યકુબ્જ" છે સબબ કે ત્યાંનો રાજા પોતાના યુદ્ધના વાવટા ઉપર કુબડી કન્યાનું ચિત્ર રાખતો હતો. જેમ ઇંગ્લાંડના વાવટા ઉપર સિંહનું, રશિયાના ઉપર રીંછનું અને ફ્રાન્સના વાવટા ઉપર લિલી ફૂલનું ચિત્ર હોયછે તેમ આપણા દેશમાં પણ એ ચાલ અસલથીજ છે. જેમ કે હંસધ્વજ અને મકરધ્વજ રાજાના વાવટા ઉપર હંસ અને મગરનાં ચિત્રો હતાં અને અર્જુનના વાવટા ઉપર હનુમાન (કપી)નું ચિત્ર હતું માટે તેને કપિધ્વજ કહેતા હતા.

કનોજ શહેરની જાહોજલાલી હાલ આગળના જેવી નથી. પણ તેની આસપાસના ખંડેરો ઉપરથી વિદ્વાનો કહે છે કે તેની વસ્તી હાલ લંડનની છે તેના કરતાં પણ અધિક હતી. હાલ તે ગંગા નદીના કાંઠા ઉપર અંતર્વેધ પાસે વસેલું છે. ત્યાંનું ગુલાબજળ, અત્તર ઇત્યાદિ બહુજ વખણાય છે. ત્યાંના બ્રાહ્મણોને કનોજીઆ બ્રાહ્મણો કહેછે. પંચગૌડ અને પંચદ્રાવિડ એવા જે દશવિધ બ્રાહ્મણો કહેવાય છે તે સર્વે કનોજીઆમાંથી નીકળ્યા છે તે વિશે વચનઃ

सर्वे विप्राः कान्यकुब्जा, मागधं माथुरं विना.

**ભાવાર્થ**—માગધ (ગયાવળ) જરાસંધ નિર્મિત અને માથુર (મથુરાંના ચોબા) એ કંસ નિર્મિત છે તે શિવાય બધા કાન્યકુબ્જ છે.

મારવાડમાં પ્રસરેલા જોધપુર, બીકાનેર ઇત્યાદિ બધા રાઠોડો પ્રથમ કનોજના રાજા જયચંદના ભત્રીજા શીયાજી વંશના છે.

## ભાટ લોકો તથા ક્ષેપક કવિતા વિશે.

આ ગ્રંથનો મૂળ આધાર એક ભાટનાં લખાણનો છે માટે તે લોકો વિષે કંઇક જાણવું અવશ્યનું છે. એ લોકોનો ધંધો રાજ્યવંશની હકીકત સાચવી રાખવી અને તેમનાં ચરિત્રની કવિતાઓ કરી ગાવી એ છે. સંસ્કૃતમાં તેમને બંદિજન કહેછે અને જ્યાંહાં જ્યાંહાં બંદિજનનું વર્ણન આવ્યું હશે, ત્યાંહાં ત્યાંહાં રાજાની સ્તુતિ ગાવાનું કામ જોવામાં આવશે. હાલ પણ રજપુતસ્થાન, મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ ઇત્યાદિમાં ઘણાક ભાટો છે તેઓમાંના આબરૂદારને દરેક રાજાની કચેરીમાં મિસલ મળેછે તથા તે ભર કચેરીમાં રાજાના પોતાના કે તેના પૂર્વજોના પરાક્રમની

બે ચાર કવિતાઓ બોલીને પછી પોતાની બિસલ ઉપર જઇ બેસે છે. લગ્ન સમારંભ કે એવે કોઇ બીજે માંગળિક વખતે તેમને પોશાકો મળે છે અને તેઓ દેશેદેશ તે રાજાની કીર્તિ ગાયછે. ક્ષત્રીઓના પડી ભાગવાથી તે લોકોનું પણ હાલ પડી ભાગ્યું છે તોપણ તેમને રાજ્યમાં બ્રાહ્મણો કરતાં વિશેષ માન મળતું હજુ પણ ચાલુ છે. એ લોકો વિશ્વાસુ અને પ્રમાણિક લેખાય છે અને કોઇ બારવાટિયા કે બીજા કોઇ સાથે સંધી કરતી વખત જામીન જોઇએ તો ભાટને પસંદ કરે છે અને ભાટ પણ પોતાની જામીનગીરીમાં કંઇ ફેર આવ્યો તો મરીપૂરૂં દેછે પણ ફેર આવવા દેતો નથી. લાલચ તો એ લોકોને પણ લાગેલી છે તેને લીધે તે લોકો રાજાની સ્તુતિજ ગાયછે અને કાળી બાજુ તરફ જોતા નથી, પણ તેમને જે મળતું હોય તેમાં કંઇ ખામી આવી જાય તો તે વખતે કાળી બાજુ ઉપર ઉતરી પડી નિંદા ગાયછે ખરા. રાજાઓને ફુલાવી ફુલાવી તેઓમાંના કોઇ કોઇને એટલી હદ સુધી ચડાવે છે કે રાજા તેમને લાખપસા* કરે છે પણ તે લોકો હજાર રૂપીયાને લાખપસા કહે છે અને લાખને ક્રોડપસા કહે છે. એકલા રાજસ્થાનનેજ ભાટ હોય છે તેમ નથી પણ ઘણુંકરીને હિંદુની બ્રાહ્મણ શિવાયની ઘણી ખરી ન્યાતે ન્યાતના ભાટો હોય છે જેઓ દરેક જણની વંશાવળી રાખે છે અને સારાં કૃત્યોની નોંધ કરે છે. હાલ સુકીર્ત્તિ અને દુષ્કીર્ત્તિ પ્રસરવાનાં સાધન જેમ ન્યૂસપેપરો છે તેમ અસલ એ કામ ભાટ લોકોનું હતું. રાજાઓ લડાઇમાં ચડતા ત્યારે ભાટ લોકો તેમની પાસે ઉભા રહી તેમના બાપદાદાઓનાં શૌર્યનાં વખાણ કરી તેને શૂર ચડાવતા હતા.

તેઓની અનેક શાખાઓ છે. કંકાળી ભાટ, મારવાડી ભાટ, મુસલમાન ભાટ, બ્રહ્મ ભાટ, ચારણ, બારોટ, વહિવંચા ઇત્યાદિ. તેઓ ઘણાક જૂના વખતથી ચાલતા આવ્યા છે એમ દરેક પુરાણમાંથી નીકળે છે. સત્યયુગમાં ચંડી પાસે વેલંગ અને વળાસ તથા શેષપાસે ભીમસી એ ભાટો હતા. ત્રેતાયુગમાં બળિરામ પાસે પિંગળ અને રામરાજા પાસે રંપાળ બારોટ હતા, દ્વાપરમાં પાંડવો પાસે સંજય અને નૈમિષારણ્યમાં શૌનકાદિ રૂષિયો પાસે સૂત એ ભાટ હતો અને હમણાં કળિયુગમાં વિક્રમરાજા પાસે વેતાળ, પૃથિરાજ પાસે ચંદ, અને અકબર પાસે ગંગ ઇત્યાદિ હતા. આ

૧ એક લાખ દ્રવ્યનું તુષ્ટિદાન આપવું તે.

બધામાં આપણો નાયક ચંદ વરદાઈ છે * તેના વંશ વિશે મારી મારવાડની તથા ગુજરાતની અને મહિકાંઠાની મુસાફરીમાં ઘણાક ભાટો સાથે પ્રસંગ પડતાં પૂછા કીધી તો સેંકડે પચાસ જણાએ દાવો કીધો પણ નિઃસંશય કોઇએ જવાબ આપ્યો નથી. ચંદની કવિતામાં દરેક છંદ એવા તો ઝમકવાળા છે કે મેં કોઇ પુસ્તકમાં જોયા નથી. એક કવિ આપણા દેશના નામાંકિત કવિયોની સ્તુતિ ગાતાં કહે છે કે—

चंद छंद पद सूरके, कवितसु केशवदास;
चोपइ तुलसीदासकी, दुहा बिहारीदास.

ચંદનો છંદ, સૂરદાસનાં પદ, કેશવદાસનાં કવિત તુલસીદાસની ચોપાઇ અને દુહો બિહારીદાસનો સહુથી સરસ છે.

રાજ્યસ્થાનોમાં ચંદનો પૃથિરાજ રાસો મહાભારત જેટલું વજન ધરાવે છે અને મહાભારત વિશે જેમ વેહેમ છે કે સવારના પ્રહરમાં વાંચવો નહિ અને જ્યાંહાં સંપૂર્ણ વંચાય ત્યાંહાં યુદ્ધ નક્કી થાય. તેમ પૃથિરાજ રાસા વિશે પણ માને છે અને ચંદ કવિનું એટલુ બધું વજન છે કે તેના નામથી ઘણાક આધુનિક કવિઓ પોતાને મનમાનતી કવિતાઓ જોડીને પૃથિરાજ રાસાનીછે એમ કહી બોલે છે. મારવાડમાં મેં એ પુસ્તકો હાથનાં લખેલાં ખુબ વાંચ્યાં હતાં પણ તેમાં જે કવિત્ત ન હતું તે ગુજરાત અને ઇડરમાં જે જે ભાટો મને મળ્યા તેમને મેં પૂછ્યું કે પૃથિરાજ રાસાનું કંઇ જાણો છો ! તો હા કહી પ્રથમજ નીચેનું કવિત્ત બોલતા હતા.

(જયચંદે પૃથિરાજની સુવર્ણની પ્રતિમા બનાવી હતી તે પાસે રાજસૂયજ્ઞ વખતે ચંદ કવિ ગયો ત્યારે તેણે જયચંદને પૂછ્યું કે આ કોણ છે? જયચંદે કહ્યું કે એ પૃથિરાજ છે અને દરવાન થઇ અમારી નોકરીમાં ઉભો છે. તે વખતે ચંદ કવિ બોલ્યો.)

जब जन्म्यो पृथिराज, मातको नूर गमायो;

* એના પૂર્વજો લાહોરના રહીશ હતા અને તેમની યજમાની અજમેરના ચોહાણોની હતી. તેમનું ગોત્ર જગાત. બાપનું નામ વેણ. ગુરૂનું નામ ગુરૂપ્રસાદ તથા બે સ્ત્રી કમળા અથવા મેવા અને ગૌરી અથવા રાજોરા હતીઓ અને ૧૦ પુત્રો નામે સૂર, સુંદર, સુજાન, જલ્હ, બલ્હ, બલિભદ્ર, કેહરી, વીરચંદ, અબધૂત અને ગુણરાજ હતા તથા એક દીકરી નામે રાજબાઈ હતી. પૃથિરાજ રાસાનું પુસ્તક તેણે ૬૦॥ દીવસમાં લખીને જલ્હને આપ્યું હતું. કંઠેતો વખતો વખતનું કરી લીધું હતું.

जब जन्म्यो पृथिराज, पेट पथ्थर नहिं आयो;
जब जन्म्यो पृथिराज, सुता कुल होत जो सारी;
जब जन्म्यो पृथिराज, हुओ सब हंसाचारी.
पृथिराज राज संभर धनी, सुकवि चंद सच्चो चवे;
जयचंद राज कन्नोजके, दरवान होइ कैसे रहे.

**ભાવાર્થ**—સુગમ છે.

એટલું સાંભળી તે પ્રતિમા પીગળી ગઇ એમ કહે છે પણ આ વાત અસલ ગ્રંથમાં નથી. મારા મત પ્રમાણે એ કવિત કોઇક ગુજરાતી ભાટનું બનાવેલું છે કારણ કે તેમાં ચંદની કવિતા જેવો જોસ નથી. " सुता कुल होत जो सारी ", " हुओ सब हंसाचारी " ઇત્યાદિ ભાષા ઢીલી છે. ચંદનું કવિત તો કોઇ ભાટ જોસથી બોલે છે તો સભામાં બેઠેલા બધા જણને એટલું તો શૂરાતન ચડે છે કે જાણે હમણાં લડાઇમાં જઇ મરીએ કે મારીયે.

(કન્નોજના યુદ્ધમાં પૃથિરાજનો કાકો કન્હ પડ્યો ત્યારે તેનો ઘોડાવાળો (છગન) લડવા મંડ્યો અને તે શૂરો થયો તે વિશેનું કવિત.)

हय कट्टत भयो भोम, भोम हुअ पेन पलव्यो;
पय कट्टत कर लर्यो, कर हुं सब सेन समव्यो;
कर कट्टत शिर लर्यो, शिर हु तन तन हुअ तुट्टो;
शिर तुट्टत धर लर्यो, धर हु सनमुख हुअ फव्यो.
धर फट्ट फट्ट कविचंद कहे, रोम रोम लग्गे लरन;
सुर असुर नाद जय जय करे, धन्य धन्य सव्यन मरन.

**ભાવાર્થ**—ઘોડો પડવાથી સઘન જમીન ઉપર પગે લડ્યો તેમાં પગ તુટવાથી હાથ લડવા મંડ્યા, હાથ તુટવાથી શિર (માથું) લડયું અને માથાના કટકા થઇ જવાથી ધડ લડવા મંડયું અને ધડ ફાટવાથી રૂંવાડે રૂંવાડું લડવા લાગ્યું. જે જોઇ દેવતા, અને દાનવો જયજયકાર કહી ધન્ય ધન્ય કહેવા લાગ્યા. એકલું માથું કેમ લડે અને ધડ ફાટીને રૂંવાડાં કેવી રીતે લડે એ વાત અક્કલમાં બેસતી નથી પણ એક ચાલાક ભાટ " धर फट्ट फट्ट कविचंद कहे रोम रोम लग्गे लरन " એ બોલતી વખતે બેઉ હાથની તર્જની ભેળી કરી પછી જુદી કરે છે. તે વખતે

સભામાં એવો વીરરસ છાઇ જાય છે કે નપુંસકને પણ એક વખત શૂરાતન ચડી જાય. ચંદના નામથી ઘણાક ભાટોએ પોતાના રાજ્ય વિશેનાં ભવિષ્યની કવિતાઓ જોડી દીધી હોય એમ પણ લાગે છે. પૃથિરાજના વખતમાં કચ્છ એ ચારણો પાસે હતું એમ નીકળે છે અને તે બરાબર છે, કારણ કે કચ્છમાં ચારણો ઘણા જુના ગરાસીયા છે. તેમની ત્રણ જાત (મારૂઆ, કાછેલા અને તુમેર) કચ્છમાં ઘણીક ફેલાયલી છે. પૃથિરાજના વખતમાં 'જાડેજા" એ અવટંક હતીજ નહિ પણ તેમના પૂર્વજોના સંબંધમાં "જામ જાદવ" કરીને પૃથિરાજનો એક સામંત હતો તે કચ્છના જાડેજાઓનો કોઇ પૂર્વજ હોય એમ લાગે છે. કારણ કે "જામ" એ પદ્વી કચ્છના રાજ્યવંશની જુની છે અને જાદવ વંશના તો તેઓ છે. પણ વીરભદ્રનું ભવિષ્ય આ ગ્રંથમાં આવ્યું છે તેને કચ્છ વિશે ભવિષ્ય કહેવાની શી જરૂર હતી! તે કંઇ સમજાતું નથી તોપણ શુથરી ગામમાં જાડેજા રાયબજીના દરબારમાં એક ચોપડો છે તેમાં કચ્છ વિશે પૃથિરાજ રાસામાંથી કેટલુંક ભવિષ્ય લખ્યું છે તેનો થોડોએક નમુનો અહિં ટાંકું છું.

*　　*　　*　　*　　*　　*

कच्छही देश सिंधु समध्य, चत्रसेन इक पर्वत सनव्य;
संवत अढार ओगनीस सोइ, कल्पांत इक संग्राम होइ;
पासेर भार सव्वा प्रमान, तरहे पपान चहुआन रान;

*　　*　　*　　*　　*　　*

संवत अढार छत्रीस जान, कच्छही सिंधु डोलत निधान;
पर सिंध बंध कारन प्रमान, इह सुनाहि बात चहुआन रान;
कच्छही देश भूपाल होइ, शूद्र हि कर्म करिहे ति कोइ;
षट दरस तास न माने अजान, गोहत्या व्होत करिहे निधान;
संवत अढार इकताल सोइ, अद्भूत भयंकर काल होइ;
आगे सु काल केते सराहे, इकताल समो कोइ काल नांहे.

*　　*　　*　　*　　*　　*

सत ताल बरस कारन स कोइ, कच्छदेश भूप प्रथिराज होइ;

राजान रान करिहैं निधान, इह सुनहि बात चहुआन रान;
एकीस बरस इक पुत्र होइ, तपवंत ताहि नवघन ति कोइ;
नवघनह सुत षंगार होइ, संग्राम मध्य मृतकाल होइ;
बरसहि तास आयस प्रमान, पच्चास इक होइंगे निदान;
षंगार राज भूपाल होइ, संवत तास ओगनीस सोइ;
बेहैंताल इक अतिकाल होइ, * * * *
गढ रयन भूप संग्राम जान, तस पुत्र इक लखपत प्रमान;
परधान इक त्रिबंध होइ, जगवीर नाम ताको स कोइ;
नवघनां सुत षंगार होइ, लखधीर संग ए मंत्र होइ;
सिंधही राज करिहे ति कोइ, सामर्थवंत भूपाल होइ.

**ભાવાર્થ**—ઇ० સં० ૧૮૧૯માં કચ્છ અને સિંધ વચ્ચે એક પર્વત પાસે મહા યુદ્ધ થશે. જેમાં લોહીની નદીમાં સવાપાશેરનો પથ્થર તણાશે. (ઝારાની લડાઇમાં એક લાખ માણસ મરાયાં છે અને લોહીની નીકમાં સવાપાશેરનો પથરો તણાયો હતો એમ કહેવાય છે.) સંવત ૧૮૩૬માં સિંધ સાથે બીજી લડાઇ થશે અને એક રાજા થશે તે શુદ્રકર્મ અને ગૌહત્યા કરશે (રાઓશ્રી રાયધણજીએ દિલ ફેર થઇ જતાં એ કામ કીધાં હતાં) સંવત ૧૮૪૧માં એક દુકાળ પડશે જેવો દુકાળ આગળ કોઇ વખતે પડેલો નથી (એકતાલો દુકાળ પડ્યો હતો) સંવત ૧૮૪૭માં કચ્છમાં પૃથિરાજ નામે રાજા થશે (રાઓશ્રી રાયધણજી દિલફેર થઇ જતાં તેમને કેદ કરી તેમના ભાઇ પૃથિરાજજી ઉર્ફે ભાઇજીબાવાને નામે થોડોક વખત રાજ્ય ચાલ્યું હતું.) પૃથિરાજને એકવીસ વર્ષની ઉમરે નવઘન નામે પુત્ર થશે તે નવઘનને ખેંગાર નામે પુત્ર થશે ત્યારે નવઘનનું એકાવન વર્ષની ઉમરે રણસંગ્રામમાં મૃત્યુ થશે. ખેંગાર રાજાના વખતમાં સં० ૧૯૪૨માં એક દુકાળ પડશે. ગઢ રયન ઉપર સંગ્રામ થશે. તેમને ઘેર લખપત નામે પુત્ર થશે. તેની સામર્થ ઘણી થશે અને એક જગવીર નામે પ્રધાન થશે તે ત્રણે મળી સિંધનું રાજ સર કરશે ઇત્યાદિ.

હું ધારૂં છું કે આ લખનાર કોઇક ભાટ રાઓશ્રી રાયધણજીના વખ-

તનો છે. કારણ કે તેને એક હજાર વર્ષમાં ફક્ત વિ૰ સં૰ ૧૮૧૯થી ૧૮૫૦ સુધીની વાત સરખી સૂજીછે તે પછી તો ભીંડા દીધા છે. કારણ કે તેને ૧૮૪૧નો દુકાળ સૂઝ્યો છે પણ ઓગણોતેરો પંચાણુઓ અને સતરો સૂઝયા નથી. વળી ભાઇજીઆવા સૂધીની હકીકત ખરી છે તે પછીની હકીકત મળતી નથી કારણ કે તેમને કોઇ નવઘન નામે પુત્ર થએલો નથી પણ આ-શ્ચર્ય છે કે હાલના રાજ્યાધિકારી માહારાઓશ્રી ખેંગારજીનો વખત મળતો આવે છે પણ હવે જોવું છે કે સં. ૧૯૪૨ જે આવતી સાલજ છે તેમાં દુકાળ પડે છે કે કેમ ? અને લખપતજી નામે કુંવર પ્રગટ થાય છે કે કેમ ?* અને સિંધનું રાજ્ય કરે છે કે શી રીતે ? આ પછી પણ ભવિષ્યની ઘણીક કુટ કીધી છે પણ લંબાણને લીધે તે અહિ દાખલ કરી નથી.

# ચહુઆણ વંશ.

આપણે જોયું કે **પૃથિરાજ**નો એકનો એક કુંવર **રેણસિંહ** **શહાબુદ્દીન** સાથેની છેલ્લી લડાઇમાં કામ આવી ગયો હતો; જેથી તેનો સીધો વંશ ચાલ્યો નથી; પરંતુ તેના ભાઇઆતો તે વખતે દિલ્લીમાંથી નાઠા અને માળવામાં આવી કેટલીક જમીન મેળવી ગઢ ઘાઘરણમાં ગાદી સ્થાપી. તેમનો મૂળ પૂરૂષ **ખેંગારસિંહ** હતો તથા તેમણે જે જમીન દબાવી તે ભાગને તેઓ ખીચી ચહુઆણ હતા માટે ખીચીવાડો કેહે છે.

**ખેંગારસિંહ**ના વંશમાં ખીચી હમીર **અલ્લાઉદ્દીન** સાથેની રણથંભોરની લડાઇમાં બહાદુરીથી લડી કામ આવ્યો ત્યારે તેના વંશજ **પાલનદે**ની સરદા-રી નીચે ખીચીઓ ગુજરાતના પૂર્વ ભાગમાં આવ્યા અને પાવાગઢની તળેટી-માં **ચાંપાભીલ** પાસેથી ચાંપાનેરનું રાજ્ય જીતી લીધું. **પાલનદે** પછી બારમી પેઢીએ **જયસિંહદેવ** ઉર્ફે **પતાઇરાઓળ** [1] ચાંપાનેરની ગાદી ઉપર હતો તેને અમદાવાદના બાદશાહ **મહમદ** બેગડાએ માર્યો એટલે એ રાજ્ય મુસલમાનોને હાથ ગયું.

**પતાઇરાઓળ**ને ત્રણ કુંવરો હતા તેમાં મોટા **રાયસિંહજી**ને **પૃથિ-**

---

*સંવત ૧૯૪૨ની સાલ ગયા વર્ષમાં ગઇ છે તેમાં દુકાળ પડયો નથી પણ મહા-રાઓશ્રીને કુંવરની પ્રાપ્તી થઇ છે તેમનું નામ લખપતજી નહી પણ વિજયરાજજી છે.

૧ આ પતાઇરાઓળ તે હતો કે જે નવરાત્રીના દીવસમાં પાવાગઢના રાજના ગરબામાં "ત્યાં છે પતાઇ રાજન કે હઠ કીધો ઘણોરે લોલ" ઇ૰ માં ગવાય છે તે.

રાજજી અને ડુંગરસિંહજી એમ બે કુંવરો હતા તેમણે નર્મદાના ઉત્તર કિનારા પાસેના હાંફ નામના સુબાડામાં કેટલીક જમીન હાથ કરી બે વિભાગ પાડ્યા તેમાં **પૃથિરાજજીના** ભાગમાં મોહન (છોટાઉદેપોર) અને **ડુંગરસિંહજીના** ભાગમાં બારીઆ આવ્યું. તે બેઉ ભાઇઓના વંશજો આજ સુધી છોટાઉદેપોર અને બારીયામાં રાજ્ય કરે છે. છોટાઉદેપોરના હાલના મહારાજ **મોતીસિંહજી** છે અને બારીઆના **માનસિંહજી** છે બુંદી અને કોટાના હાડા ચહુઆણો પણ **ચહુઆણજીના** વંશમાંછે પણ તેઓ **પૃથિરાજથી** અગાઉ ૩૩ પેઢી ઉપર **સોમેશ્વર** પેહેલાના બે દીકરા **ભરથજી** અને **ઉરથજી** હતા ત્યાંથી જુદા પડ્યા છે **ભરથજીના** વંશમાં **પૃથિરાજ** અને **ઉરથજીમાં** બુંદી અને કોટાના હાડાઓ થયા છે.

# રાઠોડ વંશ.

**જયચંદનું** મરણ ગંગાનદીમાં ડુબવાથી થયું અને કનોજનું રાજ્ય મુસલમાનોને હાથ ગયું ત્યારે **જયચંદના** પૌત્ર **શીઆજીએ** મારવાડમાં આવી પ્રથમ ગાદી પાલીમાં કરી. અને **શીઆજી** પછી દશમી પેઢીએ **ચાંદો** થયો તેણે પાલીમાંથી મંડોરમાં આણી. **ચાંદા** પછી **રણમલ** અને **જોધો** થયા. **જોધાએ** ઇ. સ. ૧૪૬૧માં જોધપર વસાવી મંડોરથી ગાદી ત્યાં આણી.

આ વખતે તેમનો વંશ એટલો બધો વધી પડ્યો હતો કે તેમને બીજો મુલક જીતવાની જરૂર પડી. **જોધાનો** મોટો કુંવર **સાંતલ** પોકર્ણથી પાંચ માઇલ ઉપર સાંતમેલર નામે કિલ્લો બાંધી ત્યાં રહ્યો. ચોથો કુંવર **દુદો*** મેરતીઆના મેદાનમાં જઇ વસ્યો અને છઠ્ઠો કુંવર **બીકાએ** પોતાના કાકા **કાંદલ** સાથે ઉત્તરમાં કેટલોક મુલક જીતી ત્યાં બીકાનેરનું જુદું રાજ્ય સ્થાપ્યું.

**જોધાની** ચોથી પેઢીએ **ઉદયસિંહ** નામે રાજા જોધપરની ગાદી ઉપર થયો તેને ૧૭ કુંવર હતા જેમાંના વડા **સૂરસિંહજી** જોધપરની ગાદીએ બેઠા; ત્રીજા કુંવર **ભગવાનદાસના** કુંવર **ગોવિંદદાસે** ગોવિંદગઢનું રાજ્ય બાંધ્યું; સાતમા કુંવર **દલપતસિંહના** પુત્ર **મહેશદાસના** કુંવર **રતનસિંહે** માળવામાં રતલામના રાજ્યની સ્થાપના કરી, નવમા કુંવર **કિશનદાસે** કિશનગઢનું અને અગ્યારમા **પિશનદાસે** પિશનગઢનું રાજ્ય જમાવ્યું.

*આ દુદાના વંશના મેરતીઆ કેહેવાય છે તેઓ મારવાડમાં પ્રખ્યાત તરવારીઆ છે. પ્રખ્યાત મીરાંબાઇનો એ પિતા હતો.

જોધપરની ગાદીએ **સૂરસિંહજી** પછી **ગજસિંહજી, જસવંતસિંહજી** અને **અજીતસિંહજી** થયા તેઓ મૂળ પૂરૂપ **સીઆજી**ના પુત્ર અસોધામથી ૧૯મી પેઢીએ હતા; તેમજ **શીઆજી**ના બીજા પુત્ર **સોનીંગજીની** ૨૨મી પેઢીએ રાવ **ચાંદો**, તે વખતે ઇડરની ગાદી ઉપર હતો. તેણે ઇ૦ સ૦ ૧૭૧૮ માં ઇડરનું રાજ્ય ખોયું અને પોળના રાજ્યનો મૂળ પુરૂપ થયો તે વખતે જોધપુરમાં **અજીતસિંહજીને** તેમના વડા કુંવર **અભયસિંહજી**એ મરાવી નખાવી પોતે ગાદીએ બેઠો, એટલે તેના બીજા ભાઈઓ **આનંદસિંહજી** વગેરે બહારવટે નીકળ્યા અને પછવાડેથી તેમણે ઇ૦ સ૦ ૧૭૩૧ માં ઈડર કબજે કરી લીધું. હાલ ઇડરમાં **આનંદસિંહજી**ના વંશજો રાજ્ય કરે છે, જે-માં હાલના મહારાજા **કેશરીસિંહજી** છે તથા જોધપરની ગાદી ઉપર ઇડ-રના ભાયાત અને અહમદનગરના ઠાકોર **તખતસિંહજી** દત્તક ગયા હતા. તેમના પુત્ર **જસવંતસિંહજી** હાલ સ્વર્ગવાસી થતાં તેમના પુત્ર ગાદી ઉપર વિરાજમાન છે.

---

## હિંદુઓનું રાજ્ય જવાનાં કારણો.

આ આખા પુસ્તકમાંથી હિંદુસ્થાનનું સત્યાનાશ વળવાનાં કારણોમાં પ્રથમ જગ્યા હું સ્ત્રીઓને અને રાજાઓનાં વિષયાંધપણાને આપું છું. દુર્દૈવે તેઓમાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો રવૈયો ચાલતો આવ્યો છે તેને લીધે જે રાજા જબરદસ્ત હતો તેણે બીજાની વરેલી કન્યાનાં વખાણ સાંભળ્યાં કે તરત તેનું હરણ કરવા નીકળતો અને તેના ભોગમાં હજારો મા-ણસો કપાઇ મરતાં હતાં. સહુથી પ્રથમ હુસેનખાન ચિત્રરેખાને ઉપાડી હિંદુસ્થાનમાં પૃથિરાજને આશ્રયે આવ્યો અને શાહાબુદ્દીન ગોરીનો હિંદુ-સ્થાનમાં પગ નાંખ્યો તે પછી પૃથિરાજે શશિવૃતા વાસ્તે, ઇચ્છનકુમારીના બચાવને વાસ્તે ઇત્યાદિ અને સંયોગતા વાસ્તે તો હદજ વળી ગઇ હતી. પરંતુ તેથી આગળ આપણે નજર કરશું તો શ્રીકૃષ્ણે રૂક્મિણીનું, અર્જુને સુભદ્રાનું, અભિમન્યુએ સુરેખાનું અને વધારે આગળ જતાં રાવણે સી-તાનું હરણ કીધું હતું, જેમાં લાખો માણસો વગર મોતે કપાઇ મુવાં હતાં. પૃથિરાજના વખત પછી નજર કરસું તો છેક ઇ૦ સ૦ ૧૨૦૦માં જયપુરના રાજાની કુંવરી કૃષ્ણાકુમારીનું હરણ થયું હતું અને હિંદુસ્થાન મુકી ગ્રીસ દેશ જોવા જશું તો તેમાં હેલન નામની સ્વરૂપવાન કન્યા માટે ટ્રાયનું મોટું યુદ્ધ થયું હતું, મુસલમાનોના વખતમાં જોશું તો નૂરજહાનને સલી

ફેંક્યો એમ હિંદુ અને મીર બેઉનો મુકાબલો થયો. સિંધુ અને મારૂ રાગ વાગે છે જે સાંભળી શૂરાઓ ગર્જના કરે છે અને કાયરો નાશી જાય છે; આકાશમાં વિમાન ઉપર ચડીને દેવતાઓ જોવા આવ્યા છે; યોદ્ધાઓ પોતાના ધણીને વાસ્તે લડીને બેઉ તરફથી લાભ મેળવે છે (મરે છે તો સ્વર્ગમાં અપ્પસરાઓને વરે છે અને જીતે છે તો પૃથ્વી ઉપર કીર્તિ પ્રસરે છે) નાળોમાંથી ગોળા હવાઇની માફક ઉડે છે જાણે કે આકાશમાંથી તારાઓ ખરતા ન હોય? હાથોથી કમાન ખેંચીને જે તીરો ફેંકવામાં આવે છે તેથી અંધાધુંધ થઇ ગયું છે અને સૂર્ય પણ દેખાતો નથી. * *

કનોજની લડાઇમાં કિલકિલા નામની તોપ હતી જે લંગરીરાય ઉપર ફોડવામાં આવી હતી ઇત્યાદિ ઘણે ઠેકાણે નાળ હાથનાળ (બંદુક) જંબીરા ઇત્યાદિ નામો આવે છે અને તે વખતથી ઘણા અગાઉ જશું તો છેક કૌરવ પાંડવોના યુદ્ધમાં પણ અગ્નિબાણ હતાં તે કંઇજ નહીં પણ આપણી બંદુકોજ હશે. અલબત આજના વખતમાં તે વિદ્યામાં સુધારો ઘણોજ થયો છે અને તેનો વપરાસ એટલો તો વધી ગયો છે કે તીરકાંમઠાં નાબુદ થઇ જઇ તેને બદલે અગ્નિબાણજ વપરાય છે. આપણા દેશમાં એ વિદ્યા એટલી તો છુપી રાખવામાં આવતી કે કોઇકજ યોદ્ધો મહા મેહેનતે તે શીખવા પામતો હતો. મહાભારતની અઢાર અક્ષોહિણી * સેનામાં ફક્ત અર્જુન અને કરણજ અગ્નિબાણ ફેંકી જાણતા હતા!!

હાલમાં ઇંગ્રેજી લસ્કરની રવી થતી વખત તેનાં જૂદાં જૂદાં બદલાતાં રૂપો જોઇ આશ્ચર્ય પામીએ છીએ તેવી વ્યૂહ રચના આપણામાં પણ હતી, જેના ઘણાક દાખલા પૃથિરાજ રાસામાં તેમજ મહાભારતમાં પણ છે. તે વ્યૂહોનાં નામો: ચક્રવ્યૂહ, ચંદ્રવ્યૂહ, શકટવ્યૂહ, ગરૂડવ્યૂહ, સર્પવ્યૂહ, દંડવ્યૂહ, મકરવ્યૂહ, વરાહવ્યૂહ, સચીવ્યૂહ, વજરવ્યૂહ, પતાકાવ્યૂહ, ઇત્યાદિ ઇત્યાદિ એટલે જેને ઇંગ્રેજીમાં order of battle or military array (આર્ડર આવ બેટલ અથવા મિલિટરી એરે) કહે છે તેનું મૂળ પણ આપણામાં હતું.

---

* ૧,૦૯,૩૫૦ પાયદળ, ૬૫,૬૧૦ ઘોડા, ૨૧,૮૭૦ રથ અને ૨૧,૮૭૦ હાથી એટલું લશ્કર હોય ત્યારે એક અક્ષોહિણી થાય.

## રજપૂત જાતો વિષે.

રજપૂત જાતો વિષે બધા લખનારાઓને ચંદ કવિનો આધાર લીધા વગર ચાલ્યુંજ નથી, પણ કોઇક જુના ભાટોને પૃથિરાજ રાસાનું જ્ઞાન નહિ હોય અને પોતાના યજમાનનું મૂળ પણ યાદ નહિ હોય તેવાઓએ પોતાની કલ્પનામાંથી ઠોકી બેસારેલાં હોય છે ; જેવાં કે ઝાલાઓના મોટાએ તેમને કરણ વાઘેલાના વખતમાં હરપાળ મકવાણે અને શક્તિદેવીમાંથી પેદા થયા વર્ણવેલા છે. તેમાં ઝાલા નામ પાડવાનું કારણ એ બતાવે છે કે શકિત દેવી ઊંચા ગોખ ઉપર બેઠી હતી અને નીચે તેના ત્રણ દીકરા (સોઢો, માંગો ને શેખરો) રમતા હતા ત્યાંહાં એક ઘેલો હાથી દોડતો આવ્યો તેમનાથી બચાવવા સારૂ ગોખ ઉપર બેઠે. બેઠે પોતાનો હાથ લંબાવી ત્રણે દીકરાને ઝાલી લીધા તે વખતથી ઝાલા કહેવાયા. તેમજ પોરબંદરના જેઠવાના ભાટો તેમને હનુમાનના વીર્યમાંથી થયાની અદ્ભુત વાતો કહે છે જે અક્કલ કબુલ કરતી નથી. ઝાલાઓ વિષે તો પૃથિરાજ રાસામાં "જાવલા ઝલ્હ" નામે રજપૂતનું વર્ણન આવે છે તે સાફ બતાવે-છે કે તેઓ કરણ વાઘેલાના વખતથી ૫૦૦ વર્ષ અગાઉ હતા. "ઝલ્હ" એ જુની હિંદુસ્થાની ભાષાનો શબ્દ છે તેનો અપભ્રંશ ગુજરાતીમાં ઝાલા થાય તો તેમાં કંઇ પણ સંશય જેવું નથી. વળી "જાવલા" એ શબ્દ પણ ઝાલાને નજદીકજ છે, એ "ઝલ્હ" રજપૂતોનું વર્ણન ક્યાંહાં આવે છે તે બતાવું છું.

રેવાતટના યુદ્ધમાં પૃથિરાજના તેર સરદારો પડ્યા તેનું વર્ણન કરતી વખત ચંદ ભાટ લખે છે કે—

**पऱ्यो जावलो झल्ह ते सेन भष्षं, हए सार मुष्षं निसंकंत नष्षं.**

જાવલો ઝલ્હ જે (શત્રુનું) લશ્કર ખાઇ ગયો તે પડ્યો જેણે કંઇપણ ડર વગર (સામા લશ્કરના) મુખ્યને મારી નાખ્યો હતો.

કનોજની લડાઇમાં પણ એક જાવલો ઝલ્હ પડ્યો છે.

**पऱ्यो जावलो झल्ह सामंत भारे, जिने पारिया पंग खंधार सारे.**

જાવલો ઝલ્હ સામંત જેણે પંગ (જયચંદ) ની ખંધાર (કંદહારી પલટનને) આખીને પાડી તે પણ પડ્યો.—વળી સાહમા સમયામાં ૧૦૭૪ મી કવિતામાં કહે છે કે—

यतीनां कांचनं दद्यात् तांबुलं ब्रह्मचारिणम्
चौराणामभयं दद्यात् दातारो नरकं व्रजेत्

યતિને સોનું, બ્રહ્મચારીને તાંબુલ અને ચોરને અભયદાન દેનાર નરકે જાય છે. સત્યછે. દરેક સદાચરણની પણ સીમા હોય છે અને જ્યારે તે સીમા ઓળંગી જવામાં આવે છે ત્યારે તે ફાયદાને બદલે નુકશાન કરે છે. જેમ કે જ્ઞાતિભેદનો દાખલો લ્યો. પ્રથમ જ્યારે ચાર વર્ણ બંધાયા ત્યારે ધંધા પરત્વે બંધાયા અને ગંદા તથા અપવિત્ર શુદ્ર લોકોને અલગ રાખી બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યમાં પરસ્પર જમવાનો વ્યવહાર હતો. પરંતુ શૂદ્રનું જમવું બાતલ કરવાથી "જે જેનું ન જમે તે ઊંચો" એમ મનાયું એટલે બ્રાહ્મણો સહુથી ઊંચા રહ્યા માટે તેમનું રાંધેલું બીજા બધા લોકો જમે પણ બીજાઓનું અડકેલું પણ બ્રાહ્મણ જમે નહિ. અસ્તુ. પણ ગાડું તો આગળ ચાલ્યું અને બ્રાહ્મણોએ પણ પરસ્પર ઊંચાઇનો દાવો કરવા માંડ્યો જેથી "બારા પૂરબીએ તેરા ચોકે" જેવું થયું. પણ એટલે રહ્યું નહિ. હલકી વર્ણને પણ ઊંચાઇનો દાવો કરવા મન થયું જેમ કે ભાટીયા જેને દાદે કે પરદાદે સિંધમાં મછીનો વ્યાપાર કીધો હશે અને પાંચ દશ હજાર માછલાં જેના પેટમાં ગયાં હશે તેનો પોત્રો કે પરપોત્રો આજ મરજાદ લઇ બ્રાહ્મણનો છાંટો નહિ લે અને ઘરમાં સ્ત્રીને મરજાદ હશે અને પુરૂષને નહિ હોય તો સ્ત્રી પોતાના પતિનો છાંટો નહિ લે ! ! ! એ કંઇ નહિ પણ જ્ઞાત્યાભિમાનની હદ ઓળંગી જવાનાં પરિણામ છે.

સ્વામીનારાયણના ધર્મનો મોચી હીંગ નથી ખાતો તે એક બ્રાહ્મણને હીંગ ખાતો જોઇ તેની મશ્કરી કરી પોતાને ઉંચો માને છે એ કળિયુગનાં કૌતુક નહિ તો બીજું શું ?

જૈન ધર્મવાળાઓએ બિચારાં નિરપરાધી પશુઓ ઉપર પડતો જુલમ અટકાવી માંસાહાર બંધ કરાવ્યો એ વ્યાજબી છે પણ હદ ઓળંગી જનારાઓએ વનસ્પતિમાંથી પણ કેટલીક ચીજો બાદ કીધી અને છેલે ન્હાવા ધોવામાં અને દીવો કરવામાં પણ પાપ બતાવ્યું ! ! ! હાલના જમાનામાં બ્રાહ્મણોમાં પણ પોતાની ન્યાતમાં પુનર્વિવાહ દાખલ થાય તો સારૂં એમ માનનારા ઘણાક છે પણ કચ્છમાં દસાઓસવાળ વાણીઆઓની ન્યાતમાં આજસુધી એ ચાલ હતો. ઊંચા કહેવરાવવાના લોભથી હમણાં વીસ

પચીસ વર્ષ થયાં બંધ કરાવ્યો છે. જેને લીધે દરવર્ષે પચીસ પચાસ બાળ-હત્યાઓ થાયછે જ્યાં જૈનધર્મનું તત્વ પણ ભુલી જવામાં આવ્યું !!! ઊંચા કહેવાયા તો નહિ. રહ્યા તો દસાને દસા પણ જે લોકોએ તેમનું કહ્યું ન માની પુનર્વિવાહ ચાલુ રાખ્યો તેમને પાંચા કહીને સંતોષ માને છે. એ પણ જમાનાની ખુબી છે !!!

## "હિંદુ" શબ્દ વિશે.

આજ કાલ આર્ય સમાજના ઉપદેશકો કહેછે કે ફારસી કોષમાં "હિંદુ" શબ્દનો અર્થ કાળા, જુઠા, ઇ० થાય છે. માટે તે શબ્દ આપણે છોડી દેવો જોઇએ. કારણ કે તેતો મુસલમાનોએ આપણને હલકા ગણવા માટે લગાડેલો છે. પરંતુ ચંદ કવિએ તો ઠેરઠેર "હિંદુ" શબ્દ વાપરેલો છે. પારસ દેશ વાળા સનો હ બોલેછે. જેમકે સિંધુનો "હિંદુ" સોમનો હોમ, અસુરનો અહુર ઇ० માટે તેઓએજ સિંધુનો હિંદુ લખ્યું હોય તો એમાં ખોટું કંઇ નથી. પછી પરસ્પર દ્વેષભાવને લીધે શબ્દોના અર્થ બદલી ગયા જેમકે "અહુર મજદ" પારસીઓનો ઇશ્વર છે પણ આપણે રાક્ષ-સને "અસુર" કહ્યા ત્યારે તેમણે તેમના રાક્ષસોને "દેવ" કહ્યા. જેવા કે મુંબઇની નાટકશાળામાં કાળાદેવ ને લાલદેવને કાળાં અને રાતાં મોઢાં અને માથે સીંગડાંવાળા બનાવે છે. ત્યારે હવે પ્રાર્થનામાં પણ "જયદેવ જયદેવ" કહાડી નાખવું જોઇએ.

## પૃથિરાજના વખત વિષે.

આ આવૃત્તિ લખવા અગાઉ પૃથિરાજ રાસા વિષે ઉદયપુર મધ્યે મોટા વિદ્વાનો વચ્ચે વિવાદ ચાલુ થયો છે. જેમાં કવિરાજ શ્યામલદાસજી કહેછે કે પૃથિરાજ રાસો પૃથિરાજના વખતમાં લખાયો નથી અને ચંદ નામે કોઇ કવીજ થયો નથી. જે બાબત "पृथ्वीराज रासाकी नवीनता" નામે એક ચોપાનીયું છપાવી પ્રગટ કીધું છે જેમાં લખેછે કે.

"यह बहुत प्रसिद्ध हिंदी काव्य जिसे बहुधा लोग चंद

## दोहा.

ग्यारहसें अठतीसमनि, मोदिल्ली प्रथिराज;
सुन्यो साह सुलतान वर, वज्जे वज्ज सुवाज.

## अरिल.

ग्यारहसे अठतीसा मानं, मेदिल्ली नृपरा चहुआनं ;
विक्रम विन सक बंधी सूरं, तपै राज प्रथिराज करूरं

**ભાવાર્થ**—સંવત ૧૧૩૮માં દિલ્લીનો રાજા પૃથિરાજ થયો તે સાંભળી સુલતાન શહાબુદીને લડાઇનાં વાજાં વગડાવ્યાં. ૧૧૩૮માં દિલ્લીમાં પૃથિરાજ રાજા થયો તે વિક્રમ વગર પણ શક ચલાવવા યોગ્ય છે (અર્થાત્ તેના જેવો પરાક્રમી છે) તેનું રાજ્ય બહુ ક્રૂર તપતું હતું (અર્થાત્ તેની આજ્ઞાનો કોઇ ભંગ કરી શકતું નહતું).

ચોથો સંવત કયમાષ યુદ્ધના વર્ણનમાં છે.

## कवित्त.

ग्यारहसें चालीस, चैत वदि सस्सिय दूजो;
चव्यो साह साहाव, आनि पंजाबह पुज्यो.
लक्ख तीन असवार, तीन सहस मदमत्तह;
चल्यो साह दर कूच, कढिय जुग्गनिपुर वत्तह.
सामंत सूर विकसे उअर, कायर कंपे कलह सुनि;
कैमास मंत्रि मत्रह दियो, ढिग बैठे चामंड पुनि.

**ભાવાર્થ**—૧૧૪૦ ચૈત્ર વદ ૨ સોમવારને રોજ શાહાબુદીન ચડીને પંજાબ આવી પોહોતો તેને સાથે ત્રણ લાખ સ્વાર અને ત્રણ હજાર મદોન્મત્ત હાથી હતા. તે દરકૂચ મેલાણ કરતો જુગ્ગિનિપુર (દિલ્લી) તરફ ધુરકતો આવતો હતો તે સાંભળી યુદ્ધાઓ અને સૂરાઓનાં મન પ્રફુલ્લિત થયાં તથા કાયરો કંપવા લાગ્યા. કયમાષ મંત્રિએ પૃથિરાજને સલાહ આપી તે વખત ચાંમુંડરાય પાસે બેઠો હતો.

પાંચમો સંવત કનોજ જોવા જતી વખત ૭ રૂતુના વર્ણનમાં છે.

## दोहा.

ग्यारहसें एकावने, चैत तीज रविवार;
कनवज देखन कारणे, चल्योसु संभरिवार.

**ભાવાર્થ—**૧૧૫૧ના ચૈત્ર વદ ૩ રવીવારને રોજ કનોજ જોવા સારૂ સંભરિવાર * ચાલ્યો.

છઠ્ઠો સંવત અંતિમ લડાઇ અથવા મહા યુદ્ધના વર્ણનમાં નીચે મુજબ છે.

शाकसु विक्रम सत्त सिव, अठ्ठ अग्र पंचास;
शनिश्चर संक्राति कक, श्रावन अद्धो मास.
श्रावण मावस शुभ दिवस, उभै घटि उदियत्त;
प्रथम रोस हुव दीन दल, मिलन सुभर रनरत्त.

**ભાવાર્થ—**વિક્રમ સંવત ૧૧૫૮ શનીશ્ચર કર્ક સંક્રાંતના શ્રાવણ મહીનો અર્ધો[1] વ્યતીત થયો અને અમાવાસ્યાને દિવસ બે ઘડી સૂર્ય ઉગ્યો ત્યારે બેઉ દીનના (હિંદુ મુસલમાનોના) યોદ્ધાઓના રંગ લાલ થયા.

એ રીતે છેલ્લી લડાઇનો સંવત રાસામાં ૧૧૫૮ છે અને શોધકો તથા મુસલમાન ગ્રંથકારો સંવત ૧૨૪૮–૪૯ બતાવે છે જેમાં ૯૦–૯૧ વર્ષનો અંતર આવે છે જેનો ખુલાસો પંડિત મોહનલાલજી પાસે કોટા રાજ્યના કવિરાજ ચંડીદાનજીએ એ રીતે કીધો છે કે થોડાક સૈકા અગાઉ વિક્રમના બે સંવત ચાલતા હતા જેમાં એક ભાટ લોકોનો અને બીજો જ્યોતિષિઓનો. તે વિક્રમના જન્મ વખતનો કે મરણ વખતનો કે બીજાં કોઇ કારણથી પણ ૯૦–૯૧ વર્ષના અંતરના સંવત ચાલતા હતા જેમાં કાળાંતરે ભાટ લોકોનો સંવત બંધ પડ્યો અને જ્યોતિષિઓનો પ્રચલિત છે. આ ખુલાસો રામબાણ જેવો છે. આવી રીતના ગુંચવાડા દરેક રાજ્યના ઇતિહાસોમાં છે તેનું નિરાકરણ ઉપર મુજબ કરવામાં આવે તો બધે ઠેકાણેથી ગુંચવાડા નીકળી જાય એમ છે. જેસલમેર રાજ્યની તવારીખમાં પણ એટલાજ અંતરનો ગુંચવાડો છે જે વિશે મેં ત્યાંના રાજ્યની ઇતિહાસની લખેલી પ્રત મહારાજા વૈરીસાલજી બહા-

* અજમેરથી આગળ ચોહાણો સંભર નામે શેહેરના અધિપતિ હતા જેથી પૃથિરાજને સંભરિવાર કહયો છે. એ સંભર આજ પણ અજમેર પાસે સંભર નાં મોટું મીઠાનું સરોવર છે તેને પાસે કાયમ છે.

૧ દિલ્લી અને રજપૂતાનામાં પૂનમનો મહીનો પૂરો થાય છે. એ પ્રચાર અ ચાલે છે માટે અમાસે [illegible] થયો એમ લખ્યું છે.

દુરની આજ્ઞાથી મને વાંચવા મળી હતી તેમાં ગુંચવાડો છે તેનો ખુલાસો મહારાજા સાહેબ અને ત્યાંના રાજકવિ કવિરાજજી શિવદાનજીને મેં ઉપર મુજબ સમજાવ્યો ત્યારે તેઓ બહુ પ્રસન્ન થયા હતા.

પંડિત મોહનલાલજી આગળ વધીને તે ગુંચવાડાની વિશેષ બારીકી ચંદના લખાણથી નીકળે છે એમ બતાવી કહે છે કે एकादससें पंचदह विक्रम साक "अनंद" આ અનંદ શબ્દમાં ચંદના લખાણની લાઘવતા સમાયલી છે કારણ કે વિક્રમના સંવતમાં વિક્રમથી અગાઉ થઇ ગયેલા રાજા નંદનો કેટલોક સમય ભળેલો છે તે બાદ કરતાં વિક્રમનો શુદ્ધ એટલે "અનંદ વિક્રમી સંવત" થાય છે અને જ્યોતિષીઓનો જે સંવત છે તે "સનંદ વિક્રમી સંવત" છે તે વિષે વિશેષ વિવેચન કરી લખે છે કે ચંદ જેવો વિદ્વાન શુભ ઠેકાણે અનંદ શબ્દ વાપરેજ નહીં કારણ કે વા वाचस्पत्त संस्कृताभिधान અને शब्दार्थ चिंतामणि પ્રમાણે ત્રિ૦ન नंदयति नन्द,आनन्द यित्र भिन्ने,अनानन्दे असुखे ધ૦ થી અનંદ શબ્દનો અર્થ દુઃખ થાય છે. આ ટીકા વાંચી પંડિતજીની વિદ્વત્તા અને બહુ શ્રુતપણાં વિષે મારો બહુ ઉંચો વિચાર બેઠો છે પણ ખરેખર ચંદે "અનંદ શબ્દમાં સંવતનો ભેદ "અનંદ" અને "સનંદ" નો રાખ્યો હોય એમ હું માની શકતો નથી કારણ કે એક એજ સ્થળ સિવાય ચંદે બીજે જે જે સ્થળે સંવતના આંકડા આપ્યા છે તેમાંના કોઇ સાથે "અનંદ" શબ્દ જોડ્યો નથી એટલુંજ નહીં બીજે સ્થળે શુભ ઠેકાણે અનંદ શબ્દ નથી વાપર્યો તેમ પણ નથી.

અનંગપાળ પૃથિરાજને દિલ્લી સોંપી પોતે બદ્રિકાશ્રમ ગયો અને પાછળથી પૃથિરાજે તેનાં જૂના માણસોની બરદાસ્ત રાખી નહીં તે વખતનાં વર્ણનમાં ચંદ કવિ અનંગપાળ સમયામાં લખે છે કે—

जुग्गनिपुर पृथिराज लिय, बज्जि त्रिघोष सुद्दंद;
अनंगपाल तुंवर वरन, किय तीरथ्थ अनंद.

**અર્થાત**—પૃથિરાજે દિલ્લી કબજે લીધી કે રાડના નગારાં વાગવા માંડયાં છતાં અનંગપાળ તુંવર તીરથસ્થાનમાં આનંદ કરે છે. એ જોતાં આનંદને બદલે અનંદ શબ્દ ચંદે તો માત્રાપૂર્ત્તિ માટેજ વાપરેલો છે. આ ઠેકાણે આનંદ શિવાય બીજો કોઇ અર્થ થતોજ નથી કારણ કે આગળ સંબંધ જોતાં સ્પષ્ટવક્તા ચંદ લખે છે કે—

तसकर चेलक विप्प, वैद दुरजन अति लोभी;
प्राहुन अहिजल ज्वाल, काल नृप इनमें मोभी.
इन पर चिंता नांहि, वहुत कारि जोपें कहियें;
आप सहज चालंत, चित्तकी वात न लहियें.
प्रथिराज लोक तुंवर घरह, अरुचि दिष्ट मंडे तनह;
भोगवे धराजीवत धनिय, संक न कोइमाने मनह.

**ભાવાર્થ**—ચોર, ચેલો, બ્રહ્માણ, વૈદ, દુરજન,અતિલોભી, પરોણા, સર્પ, જળ, અગ્નિ, કાળ અને તે બધાનો મોભી રાજા તેને પારકી પીડા હોય નહીં. અને બહુ કહીયે તોપણ પોતાની મરજી પ્રમાણે ચાલે. તેના અંતરની વાત કોઇને ખબર પડે નહીં. પૃથિરાજના લોકોએ તુંવરના ઘરમાં અરૂચી ઉપજે એવાં કામો કરવા માંડ્યાં અને જીવતે ધણીએ ધરા ભોગવતાં છતાં મનમાં કોઇની શંકા રાખી નહીં.

ગમે તેમ હો પણ પૃથિરાજનો વખત નીચે મુજબ નિ:સંશય સાબિત થાયછે.

| | રાસામાં લખેલો ભાટોનો સંવત. | ભાટો તથા જ્યોતિષિઓનો અંતર. | ચાલતો શુદ્ધ વિક્રમી સંવત | પૃથિરાજની તે વખતની વય. |
|---|---|---|---|---|
| પૃથિરાજ જન્મ. | ...૧૧૧૫... | ૯૦–૯૧. | ૧૨૦૫—૬. | .........૧ |
| દિલ્લી દાન...... | ...૧૧૩૮*. | ૯૦–૯૧. | ૧૨૨૮–૨૯. | ........૨૩ |
| કયમાપ યુદ્ધ..... | ...૧૧૪૦... | ૯૦–૯૧. | ૧૨૩૦–૩૧. | ........૨૫ |
| કનોજ જવું..... | ...૧૧૫૧... | ૯૦–૯૧. | ૧૨૪૧–૪૨. | ........૩૬ |
| અંતિમ લડાઇ... | ...૧૧૫૮... | ૯૦–૯૧. | ૧૨૪૮–૪૯. | ........૪૩ |

એ રીતે સંવતનો ગુંચવાડો સાફ થઇ જાય છે. ચંદ કવિ કનોજ ગયો ત્યારે જયચંદની સભામાં તેણે ઝારીબરદારના વેષમાં પોતા સાથે આવેલા પૃથિરાજ વિશે કવિત્તમાં કહ્યું હતું કે "बरस तीस छह अग्गरो" અને જન્મ કુંડળીના ભવિષ્યમાં "चालीस तीन तिन वर्ष साज" ૪૩ વર્ષની અવસ્થા ભોગવશે એ બરાબર બંધ બેસતું આવે છે તથા ટાડ સાહેબે અંતિમ લડાઇનો નક્કી કરેલો વિક્રમી સંવત ૧૨૪૮ ઇ૦ સ૦ ૧૧૯૨ અને મુસલમાન ગ્રંથકારોના હિ૦ સ૦ ૫૮૮ સાથે પણ બરાબર મળી જાય છે.

* પંડિત મોહનલાલજી એ સંવત ૧૧૨૨ કહી જે વિશેના પોતાને પટ્ટા પરવાનાની નકલો મળી છે એમ લખેછે તે પણ ખરૂં હશે કારણ કે દત્તક તે વખતે લીધેલો હશે પણ નાની અવસ્થા હોવાથી બાપને ઘેર રહેલો હશે અને પાકી અવસ્થા વર્ષ ૨૩ની થયા કેડે દિલ્લીનો કબજો લીધો હશે.

તે પછી કવિરાજે ભવિષ્યના એક દુહા ઉપર બહુ આધાર રાખ્યો છે દુહો એ છે કે :—

सोरेसै सत्तोतरे विक्रम साक वदीत;
दिल्ली धर चित्तोरपत लखग्गां बलजीत.

**અર્થાત્**—વિક્રમના સંવત ૧૬૭૭ માં ચિત્તોડના રાજા તલવના બળથી દિલ્લીની ધરતી જીતી લેશે.

આ દુહા વિષે કવિરાજજી એમ અનુમાન કરે છે કે સં૰ ૧૬૭૧માં દિલ્લી જીતવાની ચિત્તોડના રાજાને આશા બંધાઇ હતી વખત કોઇ કવિએ બનાવ્યો છે એટલે આખો રાસો પણ તેણે બનાવ્યે છે એવાં અનુમાન ઉપર દોડી જવું એ શું કોઇ રીતે વાજબી છે ? એ. દુહો તો શું પણ ઘણાંક લાંબાં લાંબાં ભવિષ્યો પાછળથી કોઇ કોઇ કવિઓએ રાસામાં ઘુસાવી દીધાં છે જેમાંના બે ત્રણ તો મેં રમુજ વાસ્તે આ પુસ્તક નોવેલના રૂપમાં છે માટે નાખવાને અડચણ નથી એમ ધારી નાખ્યાં છે પણ તે બધાં ક્ષેપક છે અને ચંદનાં કરેલાં નથી તેમ તે ખરાં પણ પડ્યાં નથી એ હું કબુલ કરૂંછું. તો આ એક દુહો [illegible] એમ [illegible] પડ્યો છે કારણ કે સંવત

તે પછી કવિરાજે ભવિષ્યના એક દુહા ઉપર બહુ આધાર રાખ્યો છે તે દુહો એ છે કે :—

सोरेसै सत्तोतरे विक्रम साक वदीत;

दिल्ली धर चित्तोरपत लखग्गां वलजीत.

અર્થાત્—વિક્રમના સંવત ૧૬૭૭ માં ચિત્તોડના રાજા તલવારના બળથી દિલ્લીની ધરતી ઝીતી લેશે.

આ દુહા વિષે કવિરાજજી એમ અનુમાન કરે છે કે સંવત ૧૬૭૧માં દિલ્લી ઝીતવાની ચિત્તોડના રાજાને આશા બંધાઇ હતી તે વખત કોઇ કવિએ બનાવ્યો છે એટલે આખો રાસો પણ તેણે બનાવ્યો છે એવાં અનુમાન ઉપર દોડી જવું એ શું કોઇ રીતે વાજબી છે ? એક દુહો તો શું પણ ઘણાંક લાંબાં લાંબાં ભવિષ્યો પાછળથી કોઇ કોઇ કવિઓએ રાસામાં ઘુસાવી દીધાં છે જેમાંના બે ત્રણ તો મેં રમુજ વાસ્તે આ પુસ્તક નોવેલના રૂપમાં છે માટે નાખવાને અડચણ નથી એમ ધારી નાખ્યાં છે પણ તે બધાં ક્ષેપક છે અને ચંદનાં કરેલાં નથી તેમ તે ખરાં પણ પડ્યાં નથી એ હું કબુલ કરૂંછું. તો આ એક દુહો પણ એમજ ખોટો પડ્યો છે કારણ કે સંવત ૧૬૭૧ અગાઉ મહારાણા પ્રતાપસંગજીના સમયમાં તે આશા પાર ન પડી માટે તે વખતથી ઉદયપુરના રાણાઓએ હજામત કરાવવી, ધાતુના વાસણમાં જમવું, કમ્મરમાં તરવાર બાંધવી અને સવારીમાં નગારૂં આગળ રાખવું એ વાતોની પ્રતિજ્ઞા લીધી છે કે જ્યારે દિલ્લી ઝીતશું ત્યારે એ બધી વાતો પ્રચલિત કરશું પણ અફસોસ આજ દિવસ સુધી એ આશા ફળિભૂત થઇ નથી અને ઉદયપૂરના રાણાઓ પોતાની પ્રતિજ્ઞાનો લીટો પાળ્યા જાય છે. ખેર. બાદશાહોનાં તો નામ નીશાનો નાબુદ થઇ ગયાં. અને તેની જગ્યાએ મહારાણી વિકટોરિયા કૈસરેહિન્દ હાલછે તેની વતી ગવર્નર જનરલો કલકત્તામાં રહી લગભગ આખા ભરતખંડ ઉપર રાજ્ય કરે છે અને તે ન્યાયપૂર્વક અને શાંતીથી રાજ્ય ચાલે છે તો આગળના જેવા ઉથલપાથલ અને મારકૂટના વખતો જોવા કોઇની પ્રરછા નથી. ઇશ્વર અંગ્રેજોને ન્યાય બુદ્ધી આપો અને મુસલમાનોની પેઠે હરામ નક્ષીલત કરે તો ભલે દિલ્હીના તખ્ત ઉપર યાવચ્ચંદ્ર દિવાકરૌ કાયમ રહે. તથાસ્તુ.

समाप्त. 8647